"મેં તમને અને તેમને કહી
દીધું, કે, જેઓ પોતપોતાનાં
પાપનો બોજો મારે માથે મૂકતા
નહીં, નિષ્પાપ અને પવિત્ર થઈ
પ્રેમમય હરિને માથે ચિંતા
મૂકશે. નરક મારે માટે ભયનું
સ્થાન નથી."

ઉપહાર-પત્ર

આ

# પાગલ હરનાથ

અર્થાત્

# શ્રીહરનાથજીના અપૂર્વ પત્રાવળી

નામક ગ્રન્થનો પ્રથમ ખંડ

શ્રીમતી/શ્રીમાન

..................................................................ને

..................................................................તરફથી

પ્રીત્યુપહારરૂપે



આપવામાં આવ્યો છે.

તારીખ..................

પ્રકાશક:-
"ધી હરનાથ સોસાયટી"
"કૃષ્ણ કુંજ", રીજ રોડ,
મલબાર હીલ, મુંબઇ, વતી
જગમોહનદાસ ધરમદાસ શેઠ

મુદ્રક:-
જગન્નાથ પૂંજાલાલ ડૉકટર
"ધી દ્વારીકા"
૨૨, કલ્યાણદાસ બિલ્ડિંગ,
ગોવાલિયા ટેન્ક રોડ,
મુંબઈ.

શ્રી હરનાથ સોસાયટી ગ્રંથમાલા — નં. ૭

# પાગલ હરનાથ

અર્થાત્

# શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી

(પ્રથમ ખંડ)

અનુવાદક
જગમોહન કલ્યાણદાસ




શ્રી હરનાથ સોસાયટી
"કૃષ્ણ કુંજ", રીજ રોડ, મલબાર હીલ,
મુંબઈ



શ્રીઠાકુર શ્રીહરનાથજી　　　　શ્રીકુસુમ કુમારી દેવી

હે પ્રેમસ્વરૂપ યુગલપ્રભો !

— પ્રભુપ્રેમના —

— સુમધુર રહસ્યમાં —

— દીક્ષા આપનારા —

— આપનાજ પત્રો —

— અંજલીરૂપે —



— આપનેજ —

— અર્પીએ છીએ —

معشوق کبریا کے تعشق مین دل ہے جناب کا
اشعار سے ٹپکتا ہے جوبن شباب کا

انسان و جن و حور و ملک کی ہے کیا مجال
اوصاف لکھہ سکین جو ہر ناتہ جناب کا

# નિવેદન

પ્રભુના પ્રેમની સાક્ષાત્ મૂર્તિ એવા શ્રીઠાકુર શ્રીહરનાથજીની અને એઓશ્રીથી અભિન્ન એવા એમનાં ધર્મપત્ની અને દયાની પ્રત્યક્ષ મૂર્તિ શ્રીકુસુમકુમારી દેવીની કૃપાથી જ, મુંબઈની શ્રી હરનાથ સોસાયટી, "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી," નામક ગ્રન્થનો પ્રથમ ખંડ પ્રકટ કરવા આજે ભાગ્યશાળી થઈ છે.

સંવત્ ૧૯૯૮ ની કાર્તિક શુક્લ પ્રતિપદાને દિવસે "શ્રીઠાકુર હરનાથના પત્રો. પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ" નામક ગ્રન્થ પ્રકટ કર્યા પછી એક વર્ષમાં જ "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી" નામક ગ્રન્થ બહાર પાડવા "સોસાયટી," શ્રીઠાકુરજીના તથા શ્રીમાતાઠાકુરાણી શ્રીકુસુમકુમારી દેવીના કૃપાપ્રસાદ વગર, કદિ પણ સમર્થ થાત જ નહિ.

શ્રીઠાકુર હરનાથ બંદોપાધ્યાય, પાગલ હરનાથને નામે સમસ્ત જગતમાં સુવિખ્યાત છે. શ્રીઠાકુરજીની આ વિખ્યાતિ એઓશ્રીના સર્વસ્પર્શી. અલૌકિક અને અકથનીય વિશ્વપ્રેમને લીધે છે. એટલું જ નહિ પરંતુ એઓશ્રીએ ભિન્ન ભિન્ન જાતિના અને ધર્મોના તથા પૃથ્વીભરના ભિન્ન ભિન્ન સ્થળે વસતા જીજ્ઞાસુઓ ઉપર તેમજ પોતાના ભક્તજનો અને સંબંધીજનો ઉપર તથા અન્યજનો ઉપર જે પત્રો લખી તેઓને પ્રભુપ્રેમના સુમધુર રહસ્યમાં દીક્ષિત કરી પ્રભુપ્રેમની મધુરિમાનું પાન

કરાવી અનનુભૂતપૂર્વ શાન્તિ અને આનંદનાં દાન આપ્યાં છે તે પત્રોને લઇને પણ છે.

અને આ કારણને લઇને જ એઓશ્રીના પત્ર-સમૂહને પણ "પાગલ હરનાથ" એવું એઓશ્રીનું લાડકવાયું નામ આપવામાં આવ્યું છે.

"પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી," એ કાંઈ સાધારણ પત્રોનો સંગ્રહ નથી. પત્રોના રૂપમાં વેદાન્તનો કોઈ શુષ્ક ગ્રન્થ નથી, પત્રોના સ્વરૂપમાં માત્ર દિગ્દર્શન કરાવી આપનારો કોઇ સાધારણ આધ્યાત્મિક ગ્રન્થ નથી. "પાગલ હરનાથ"નું પાને પાનું અને લીટીએ લીટી, મનુષ્યના અજ્ઞાનરૂપી તમઃ આવૃત જીવન-યાત્રા-પથ ઉપર જ્વલંત કૃષ્ણ-પ્રેમની જ્યોતિ પ્રસારી તે પથને કૃષ્ણ-પ્રેમ-રાજ્યના રાજપથમાં પરિણત કરી મનુષ્યની જીવન-યાત્રા સફલ અને સુફલ કરવાનું સામર્થ્ય ધરાવે છે એમ અમો બેધડક કહીએ છીએ.

આ "પાગલ હરનાથ" ગ્રન્થ તો વેદને પણ અગોચર એવા કૃષ્ણ-પ્રેમની ગાથાના કવનથી મનુષ્ય હૃદયમાં ફલ્ગુનદી માફક ગુપ્ત રહેલ "સહજ" પ્રભુ-પ્રેમને હૃદયની બહાર છલકાવી દેવા સમર્થ છે.

વર્તમાન યુગ તે કલિયુગ છે. કલિયુગ અગણિત દોષોથી પરિપૂર્ણ છે.

**"कलेर्दोषनिधे राजन्नस्ति ह्येको महान्गुणः ।**
**कीर्तनादेव कृष्णस्य मुक्तबन्धः परं व्रजेत् ॥"**

(શ્રીમદ્ ભાગવત)

"હે રાજા! દોષના ભંડારરૂપ કલિયુગમાં એક

મોટો ગુણ છે, તે એ કે શ્રીકૃષ્ણનું કીર્તન કરવાથી જ મનુષ્ય સર્વ બંધનોમાંથી છૂટો થઈને પરમ પદને પામે છે." દોષોના નિધિ એવા વર્તમાન કલિયુગમાં મનુષ્યને સુસજ્જિત કરી સુરક્ષિત કરવાને માટે જ શ્રીઠાકુર શ્રીહરનાથજીનું અવતરણ થયું છે. કેટલાકો વળી એઓશ્રીને વર્તમાનયુગના એક શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ આચાર્ય તરીકે માને છે. અન્ય ધર્માવલંબીઓ એઓશ્રીને પ્રભુ તરફથી પયગામ લાવનાર પયગમ્બર તરીકે માને છે અને ખસુસ કરીને પૂર્વ બંગાલના અને અન્ય પ્રાન્તોના મુસલમાન બાહ્યો એઓશ્રીને

نورخدا (નૂરે ખુદા) અને دوست دو جہاں

(ઈહ અને પરલોકના સાથી) તરીકે ઓળખે છે.

આ "પાગલ હરનાથ" ગ્રન્થમાં શ્રીઠાકુરજીએ અસંખ્યવાર ભાર મૂકીને અને અનેક યુક્તિપ્રયુક્તિ દ્વારા સમજણ આપી છે, કે, "પ્રભુ પ્રેમના વિષય છે, ભયના વિષય નથી," માટે "પ્રભુને પ્રેમ કરો," "પ્રભુને તમારા નિજજનમાંના એક ગણો," પ્રભુ "ભયહારી" છે– "ભયકારી" નથી, ઈત્યાદિ. અને મતમતાન્તરના વાડાઓથી અને સાંપ્રદાયિક વિધિનિષેધથી પર એવા પ્રેમસ્વરૂપ પ્રભુને પ્રાપ્ત કરવા માટે શ્રીઠાકુરજીએ સરલમાં સરલ અને સર્વે સંપ્રદાય–મત–ધર્મ કે મજહબને માન્ય થઈ પડે એવો ઉપાય, "પ્રભુનું સતત નામ લીધા કરવું", એ દાખવ્યો છે. એઓશ્રી સ્પષ્ટ કહે છે, કે, "નારદને કઈ તપસ્યાનો અભાવ હતો? શિવજીને કયો યોગ અને કઈ સિદ્ધિ ન્હોતાં મળ્યાં? શુકદેવે કયા શાસ્ત્રનું અધ્યયન ન્હોતું કર્યું?–કે સર્વની છેવટે તેઓ નામનો જ આશ્રય

કરી ધન્ય થયાં છે?"

શ્રીઠાકુરજીએ માત્ર કરૂણાવશાત્ પોતાની આ અપૂર્વ પત્રાવલી"ને પાને પાને તથા લીટીએ લીટીએ. નામ-માહાત્મ્યની અપૂર્વ સનાતન "શિક્ષા" આપીને, તથા કલિકાલના પ્રબલ પ્રવાહના પ્રભાવથી લુપ્તપ્રાયઃ થઈ ગયું હતું એવું "ભાગવતધર્મ"નું જ્ઞાન પુનઃ સજીવન કરી તે જગતના નરનારીઓને આપીને, તેઓનાં નીરસ જીવનમાં રસ આણ્યો છે-તેઓનાં ત્રિવિધતાપથી સંતપ્ત જીવનમાં શાન્તિની શીતલતા આણી છે. અમોએ લખેલી આ બીનાના પુરાવાઓ અસંખ્ય છે.

આ "પાગલ હરનાથ અથાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી" ગ્રન્થ ખરેખરો જ "અપૂર્વ" છે. ધર્મોપદેશ આપનારા ગ્રન્થોમાં "અપૂર્વ" છે. આધ્યાત્મિક જ્ઞાન આપનારા ગ્રન્થોમાં "અપૂર્વ" છે. સંસારીઓ માટે "અપૂર્વ" છે. સંન્યાસીઓ માટે "અપૂર્વ" છે. કર્મી-ત્યાગી, પંડિત-અજ્ઞાની. સૌ કોઈને માટે પણ એક "અપૂર્વ" ગ્રન્થ છે. એટલું તો અમો વિના સંકોચે કહેવા સમર્થ છીએ. કે, "પાગલ હરનાથ" એ હરેક કોટીના, શ્રેણીના. વર્ગના તથા દરજ્જાના સ્ત્રી-પુરૂષોને તેઓની જીવનયાત્રામાં યોગક્ષેમ આપવા સંપૂર્ણ શક્તિ ધરાવે છે.

આવા "અપૂર્વ" ગ્રન્થ આજે જનસમાજના હસ્તમાં મૂકવા અમારી "સોસાયટી" ભાગ્યશાલી થઈ છે તેને માટે "સોસાયટી" શ્રીઠાકુરજીના તથા એઓશ્રીથી અભિન્ન એવાં એમનાં ધર્મપત્ની શ્રીકુસુમકુમારી દેવીના

ચિરદિન ઋણી છે.

આ "અપૂર્વ પત્રાવલી" ગ્રન્થ મૂલ બંગાલી ભાષામાં, ચાર ખંડોમાં, શ્રીઠાકુરજીના ભકતો, અનુયાયીઓ અને પ્રસંશકોએ ઘણા વર્ષો પહેલાં, પ્રકટ કર્યો હતો. પ્રથમ અને દ્વિતીય ખંડોના તો અંગ્રેજી તથા મરાઠી ભાષાઓમાં અનુવાદો પણ થઈ ચૂક્યા છે. મરાઠી અનુવાદ અમારી શ્રી હરનાથ સોસાયટી તરફથી જ પ્રકટ થયો છે.

"પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી"ના ચારે ખંડોમાંથી શ્રીઠાકુરજીએ પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવીને લખેલા સર્વે પત્રો ઉદ્ધૃત કરી તે સર્વે પત્રોનો અમારા વડીલ ભાઇ શ્રીજગમોહનદાસે કરેલો ગુજરાતી અનુવાદ, એક સ્વતંત્ર પુસ્તક રૂપે, નામે શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ," ઉપર જણાવ્યા પ્રમાણે, ગત સંવત્ ૧૯૯૮ ની કાર્તિક શુક્લ પ્રતિપદાને દિવસે. અમારી શ્રી હરનાથ સોસાયટીએ જ પ્રકટ કર્યો હતો.

આ "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી" પુસ્તક, બંગાલી ભાષામાં પ્રકટ થયેલ "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથેર અપૂર્વ પત્રાવલી" ગ્રન્થના પ્રથમ ખંડનો ગુજરાતી અનુવાદ છે; પરંતુ તેમાં શ્રીઠાકુરજીએ પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવીને લખેલા પત્રોનો સમાવેશ થતો નથી, કારણ કે ઉપર જણાવ્યા પ્રમાણે શ્રીઠાકુરજીએ શ્રીમાતા ઠાકુરાણીને લખેલા સર્વે પત્રો તો એક સ્વતંત્ર પુસ્તક રૂપે, નામે "શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ," અમારી

શ્રી હરનાથ સોસાયટી બહાર પાડી ચૂકી છે.

અમારી ખાત્રી છે, કે, મહાગુજરાતનાં પ્રેમસંસ્કારી નરનારીઓ આ " પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી " નામક ગ્રન્થને સપ્રેમ વધાવી લેશે અને અમો શ્રીઠાકુરજી તથા શ્રીમાતા ઠાકુરાણીને એટલી જ પ્રાર્થના કરીએ છીએ, કે, આ ગ્રન્થ મહાગુજરાતના પ્રેમ-સંસ્કારી નરનારીઓમાં ભગવદ્ભક્તિપ્રેમપિપાસા જાગૃત કરવા તથા તેવી પ્રેમપિપાસાને પ્રભુપ્રેમામૃતના પાનથી તૃપ્ત કરવા સફલ થાઓ !

હવે અમો અમારા વડીલ ભાઇ શ્રીજગમોહનદાસ કલ્યાણદાસે કરેલા આ ગુજરાતી અનુવાદ માટે કંઇક કહેવા અમારી ફરજ સમજીએ છીએ. શ્રીઠાકુરજીની મૂલ બંગાલી ભાષાની વિશિષ્ટતાઓ—જેવી કે મધુરતા, ગાંભીર્ય, ભાવ-પૂર્ણતા, રસપ્રાધાન્ય—આ સર્વે—ભાઇ શ્રીજગમોહનદાસ પોતાના આ અનુવાદમાં પૂર્ણરૂપે લાવવા સફલ થયા છે એમ કહેતાં અમોને અતિ આનંદ થાય છે. સાહિત્યની દષ્ટિએ આ અનુવાદ ઉચ્ચ કોટીમાં ગણાશે. એટલું જ નહિ પરંતુ ગુજરાતી ધર્મસાહિત્યમાં તો આ અનુવાદ-ગ્રન્થ સર્વપ્રિય અને સર્વમાન્ય થઇ પડ્યા વગર રહેશે નહિ એવી અમોને ખાત્રી છે.

સંવત્ ૧૯૯૮ ની કાર્તિક શુક્લ પ્રતિપદાને દિવસે અમારી " સોસાયટી "એ પ્રકટ કરેલ " શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ " નામક ગ્રન્થના નિવેદનમાં જણાવ્યા પ્રમાણે અમોએ ભાઇ શ્રીજગમોહનદાસને, " પાગલ હરનાથ, અર્થાત શ્રીહર-

નાથજીની અપૂર્વ પત્રાવલીના" બંગાલી ચારે ખંડોનો પોતે કરેલો ગુજરાતી અનુવાદ, અમારી ધી હરનાથ સોસાયટીની ગ્રન્થમાલાનાં પુસ્તકો તરીકે પ્રકટ કરવા ઇચ્છા દર્શાવી હતી અને ભાઇ શ્રીજગમોહનદાસે અમારી તે ઇચ્છાને માન આપી જેવી રીતે "શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ" નામક ગ્રન્થ પ્રકટ કરવા અમારી "સોસાયટી"ને અનુમતિ આપી હતી તેવી જ રીતે આ "પાગલ હરનાથ અથાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી" નામક ગ્રન્થના પ્રથમ ખંડનો પોતે કરેલો ગુજરાતી અનુવાદ પણ પ્રકટ કરવા અમારી "સોસાયટી"ને અનુમતિ આપી છે અને મજકુર અનુવાદના સંબંધમાં પોતાના સર્વે હક્કો અમારી ધી હરનાથ સોસાયટીને સોંપી દીધા છે, તેને માટે અમો ભાઇ શ્રીજગમોહનદાસને ધન્યવાદ આપીએ છીએ અને અમારી કૃતજ્ઞતા અત્રે પ્રદર્શિત કરીએ છીએ.

અંતિમમાં અમોને જણાવતાં અતિ આનંદ થાય છે કે અમારી ધી હરનાથ સોસાયટીના આ નવીન ગ્રન્થ નામે "પાગલ હરનાથ અર્થાત શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી"ની પૂર્વે, વર્ષારંભને દિવસે, પ્રકટ થયેલ ગ્રન્થ નામે "શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ"ની ૧૦૦૦ પ્રતોમાંથી ૯૦૦ થી વધુ પ્રતો, મુદ્રણાલયમાંથી આવ્યા પછી માત્ર એક માસની અંદર જ ખપી ગઈ હતી. આ બીના, મહાગુજરાતના વાંચકવૃંદ—સ્ત્રી પુરૂષ સૌ કોઈ—ભાવગ્રાહી હોઇ પ્રભુપ્રેમ-પિપાસાવાળો છે એમ નિઃશંક સૂચવે છે. અમારી ખાત્રી

છે કે આ "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી" નામક ગુજરાતી અનુવાદ-ગ્રન્થ પણ મહાગુજરાતની ભગવદ્‌ભક્તિપ્રેમપિપાસાને, શ્રીઠાકુર શ્રીહરનાથજીની તથા એઓશ્રીથી અભિન્ન એવાં એમનાં ધર્મપત્ની શ્રીકુસુમકુમારી દેવીની કૃપાથી, તૃપ્ત કરવા અવશ્ય સફલ થશે !

મુંબઈ,
સંવત ૧૯૯૮ ની
શ્રીવિજયાદશમી,
તા. ૧૮-૧૦-૧૯૪૨.
શ્રીહરનાથાબ્દ ૭૮.

ધી બૉર્ડ ઑફ કન્ટ્રોલ,
"ધી હરનાથ સોસાયટી."
મુંબઈ.

श्रीराधाकृष्णाभ्यां नमः ।

# પાગલ હરનાથ

અર્થાત્

## શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી

हरेर्नाम हरेर्नाम हरेर्नामैव केवलम् ।
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥

### પત્રાંક ૧

પ્રિય,

સદાએ હરિનામમાં મત્ત રહો; જેથી પવિત્રતા કે અપવિત્રતા મનમાં સ્થાન પામે નહિ. જગતમાં અપવિત્ર કશું છે જ નહિ, અને જો કાંઇ હોય તો તે પણ કૃષ્ણ નામના સ્પર્શથી સૌથી પવિત્ર થઇ જશે. માટે કહું છું કે નિદ્રામાં કે સ્વપ્નમાં હમેશાં જ કૃષ્ણ નામમાં ડૂબેલા રહો. નામ જ મંત્ર છે, નામ જ તંત્ર છે. નામ જ ઇશ્વર છે. નામથી વધારે મોટું બીજું કોઇ પણ નથી. કૃષ્ણ કરતાં પણ કૃષ્ણ નામ શ્રેષ્ઠ અને ભારે વસ્તુ છે. મારા ભાગ્યમાં એવું સુખદ અને શુભદ નામ લેવાનું બન્યું નથી માટે જ તો મને ભય રહે છે. નામ-મહામંત્રના બલથી ભવરોગ નિવારણ થાય છે, તો પછી ક્ષુદ્ર દૈહિક વ્યાધિ નાશ પામે એમાં તો કહેવું જ શું ? કશી ચિન્તા કરતા નહિ. નામ લીધા કરો એટલે

## પાગલ હરનાથ

જગત તમારૂં થઈ જશે—તમે કૃષ્ણના થઇ જશો. ચિરાનન્દમાં ડૂબેલા રહેશો—નિરાનંદની છાયા સરખી પણ કદિ જોવામાં આવશે નહિ. આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક કોઇ ભય તમને રહેશે નહિ; સઘળો ભય જ ભય પામીને દૂર પલાયન કરી જશે—સર્વ કાલ તમે નિશ્ચિંત રહેશો. માટે કહું છું, કે, કૃષ્ણનું નામ લીધા કરવું એ જ જીવનું એક માત્ર કર્તવ્ય અને ઉદ્દેશ્ય છે. નામ ભૂલી જવાથી સ્વર્ગનું ઇન્દ્રત્વ પણ મહાનરક ભોગ તરીકે ગણાય છે. કૃષ્ણને ભૂલી જવાથી જ જીવ માયાનો દાસ થાય છે અને કૃષ્ણનું સ્મરણ કર્યાથી જ જીવનમુક્ત થવાય છે. જેનું આયુષ્ય પળવાર માત્ર પણ રહેલું છે તેણે કૃષ્ણ નામ લઈ જીવન સાર્થક કરી લેવું જોઇએ. કૃષ્ણને ભૂલ્યાથી બ્રહ્મત્વ, કે, શિવત્વ પણ કશા ખપનું નથી. સુખ દુઃખ ક્ષણસ્થાયી છે, તેમાં મચી રહી કૃષ્ણને ભૂલી જવું અને અંજલિ અંજલિએ વિષપાન કરવું એ બંને સમાન વાત છે.

તમારા લોકનો જ

હર

# અપૂર્વ પત્રાવળી

## પત્રાંક ૨

**પ્રિય યતીન,**

તમારો પત્ર વાંચી હું રડી પડયો. જો મારામાં કોઇ શક્તિ હોત, તો તમારે માટે તે હું વાપરત, પરંતુ મારામાં તેવી શક્તિ નથી. ખરેખર જ હું અત્યંત દરિદ્ર છું. કૃષ્ણપ્રેમ સાથે મને કાંઇ પણ લાગતુંવળગતું નથી. જો મારી પાસે સામાન્ય માત્ર પણ તે હોત તો આનંદથી તે તમને આપીને હું કૃતાર્થ થાત. તોપણ આટલું માત્ર તો કહું છું, કે, તમે જે જે લખ્યું છે તે સઘળુંજ તે દયામય કૃષ્ણે સાંભળ્યું છે. તેઓ તમારૂં હૃદય પરમ પવિત્ર કરી તમારી સકલ પ્રાર્થના પૂર્ણ કરશે. તેઓ તો વાંછાકલ્પતરૂ છે, સર્વ પ્રાર્થના પૂર્ણ કરી શકે છે. તમારી વાસના પણ પૂર્ણ કરશે. એમાં કોઇ પણ પ્રકારનો સંદેહ નથી. નિશ્ચિંત મને તેનું નામ લેતા રહો અને તમે જોશો, કે, સકલ આનંદ અને પરમ શાન્તિ થોડા સમયમાં જ તમને પ્રાપ્ત થશે; તે સમયે તમારી છાયામાં બેસી અનેક તાપિત જનો શીતલ થશે. તે દિન બહુ દૂર છે એમ નહિ સમજતા. કૃષ્ણ કરતાં કૃષ્ણ નામ અધિક બલશાલી અને પરમ શાન્તિદાયક છે. આવો સજીવ મહામંત્ર બીજો કોઇએ નથી; દૃઢ વિશ્વાસ સહિત નામ લેતા રહો; શ્રધ્ધા

વિના પણ નામ લેવાથી તે વિફલ જતું નથી. એ દિવસ માટેની આ પૃથ્વીને ચિરશાન્તિનું સ્થાન ગણી ઠગાવું એ યોગ્ય નથી. આ પૃથ્વીનું જે કાંઇ પણ દેખાય છે, તે ચિરસ્થાયી હોય છતાંએ મારા સંબંધે તે ક્ષણસ્થાયી છે; કારણ કે પૃથ્વી તો જેમની તેમજ રહી શકશે, પરંતુ મારૂં ચિરદિન રહેવાનું કોઈ પણ પ્રકારે સંભવી શકે તેમ નથી; હું હાલમાં છું અને આ ક્ષણેજ ન પણ હોઈ શકું. માટે કહું છું, કે, એ દિવસ માટેની આ પૃથ્વીને ચિરદિવસની ગણીને આપણે અનન્ત શાન્તિ–નિકેતનને ભૂલી જઇએ નહિ, એ જ માત્ર તે દયામય નિકટ મારી પ્રાર્થના છે. પ્રભુ આપણી મનોવાંછા પૂર્ણ કરે. માટે કહું છું, કે, ચિરદિનના અને સઘળી અવસ્થાના અકપટ બંધુ કૃષ્ણને અને ચિરદિનના સંબલ કૃષ્ણ–નામને ભૂલી જઈ, એ દિનના પાર્થિવ સુખદુઃખ, પુત્રપરિવારને આપણા પોતાના ગણી ભ્રાન્ત થઇએ નહિ. નામ ભૂલતા નહિ. શક્તિના આધાર અને બીજસ્વરૂપ નામમાં વિશ્વાસ રાખવો અને મન, વાણી અને કર્મથી તેનો આશ્રય લેવો એ સર્વનું જ કર્તવ્ય છે. જે બંધુની નિકટ રહેવાથી સદાએ હરિ–કથા થાય તેને જ ખરેખરો બંધુ ગણવો ઉચિત છે; અને જેઓ પૃથ્વીનાં સકલ બંધનોને વધારે દૃઢ અને સખત કરવાના પ્રયત્ન કરે તેઓ કદિ પણ બંધુપદને યોગ્ય થઈ શકતા નથી. આ પૃથ્વીનાં કરવાનાં જે, જે, કર્મો છે તેને કર્તવ્ય સમજી કરો, અને નામને પોતાનું પરમ મંગલ અને પ્રીતિદાયક

નિજ-ધન ગણી તેને જ પ્રાણ દઈને ચાહો. પ્રાણ બીજા કોઈને પણ દેતા નહિ. પાર્થિવ દેહને પાર્થિવ કાર્યો માટે વાપરો, અને કૃષ્ણનાં પ્રાણ-મન કૃષ્ણને સમર્પી સુખ-સમુદ્રમાં ડૂબ્યા રહો; કદિ પણ ઉદ્વિગ્ન થવું પડશે નહિ અને કોઈનો પણ ભય કરવો પડશે નહિ. જે જગતનું બીજ અને જગતનું મૂલ કારણ છે તેના ઉપર પ્રેમ રાખ્યાથી સર્વે જીવ અને સર્વે વસ્તુ ઉપર પ્રેમ રાખ્યા બરાબર થાય છે. જે પ્રમાણે વૃક્ષના મૂલમાં જલસિંચન કર્યાથી તેના સર્વે અંગને જલસિંચન કરવાનું થાય છે, તે પ્રમાણે કૃષ્ણ સાથે પ્રેમ કર્યાથી જ સર્વેને પ્રેમ કરેલો ગણાય છે. તેઓ જેના બંધુ છે, સ્થાવર જંગમ સર્વેએ તેના બંધુ છે; માટે મન, વાણી અને કર્મથી સર્વ કારણના કારણ તે કૃષ્ણ ઉપર પ્રેમ રાખવો એ સર્વનું કર્તવ્ય છે. આ કારણને લીધે શાસ્ત્રમાં કહ્યું છે કે "જે જન ભજે છે કૃષ્ણને, તે છે મહાચતુર."

માને રક્તમાંસ શરીરધારી કૃષ્ણ તરીકે ગણવી એ દરેક જણનું કર્તવ્ય છે. જે માએ આ શરીરને ગર્ભમાં ધારણ કર્યું છે, જન્મ આપ્યો છે, અને તેનું પાલન અને પુષ્ટિ કરી છે તેને જ સાક્ષાત્ ઈશ્વર ન ગણીએ તો પછી ઈશ્વરત્વ બીજે કયાં રહ્યું છે? તેઓ (ઈશ્વર) જે પ્રમાણે જગત્ ધારણ, પ્રસવ, પાલન અને પુષ્ટિ કરે છે તે પ્રમાણે મા પણ આ શરીરના સંબંધમાં કરે છે, તો પછી મારા સંબંધે મા ઈશ્વર કાં ન થઈ શકે વારૂ? વળી

બીજી એક વાત—હું જે દેવમૂર્તિની પૂજા કરૂં છું તેને જ માનને યોગ્ય ગણી બીજાની પૂજિત દેવમૂર્તિની જો હું ઘૃણા અને અવમાનના કરૂં તો તેમ કર્યાથી પાપ લાગે કે નહિ, કહો વારૂ ? તેજ પ્રમાણે કેવલ પોતાની જ માને દેવી ગણી બીજાની માની જો અવમાનના કરૂં તો, તેથી મહાપાપનો સંચય કર્યો એમ થાય; માટે કહૂંછું, કે, પોતાની મા તુલ્ય સર્વની જ માતાઓને જોજો. કૂતરાં, બિલાડાં ગણી તેઓની માતાઓની પણ ઘૃણા કરતા નહિ. જે માએ પોતાના હૃદયનું રક્ત આપી તમારૂં પાલન કર્યું છે, તે માને હૃદયની પ્રેમભક્તિ આપી તેની સેવા કરવી એ જ તમારૂં કર્તવ્ય છે. માના કરતાં પરમ દેવતા બીજો કોઇ નથી. ઇન્દ્ર, ચંદ્ર, ઇત્યાદિ તેત્રિશ કોટિ દેવતાઓ માના શરીરમાં વર્તમાન રહ્યા છે, એમ સમજજો. સ્ત્રીને ખેલવાને માટેની સહયોગિની ગણી, વર્તમાન અને ભવિષ્યની સર્વ શક્તિ ગુમાવી બેસવી તે કોઈ પણ પ્રકારે ઉચિત નથી. સ્ત્રીને વર્તમાન અને ભવિષ્યની પ્રધાન સંગિની ગણવી જોઇએ; સ્ત્રી કાંઇ સામાન્ય પાર્થિવ ખેલની સાથી નથી; તેને તો ખેલની ચિરસંગિની ગણી તે પ્રમાણે વ્યવહાર કરવો ઉચિત છે. તેને, તેને ઉપયુક્ત માન આપી, સકલ અવસ્થામાં સહયોગિની કરવી એ જ કર્તવ્ય છે. તેના ગુણો ગ્રહણ કરી નિજના ગુણો તેને આપવા જોઈએ; આ પ્રમાણેના આદાન–પ્રદાનથી સંયોગ ગાઢ થતો જઈ ક્રમે કરી બેના એક થવાશે. તેમાં આનંદ છે, તેમાં જ મજાહ

છે. જો પ્રેમ કરવા શીખ્યા છો, તો એ દિવસમાં એ પ્રેમ ભૂલી ન જવાય તેનો પ્રયત્ન કરવો ઉચિત છે. નીચ કામને વશ થઈ ચિર–સુખને વિસર્જન આપવું એ ઉચિત નથી. તમે મારો પ્રેમ સ્વીકારજો અને અન્ય સર્વેને પણ આપજો.

તમારા લોકનો આશ્રિત

હર

## પત્રાંક ૩

**મા રે ! (નગેન બાબુનાં પત્ની),**

માળા ફેરવવાની વાત ! એ વિષે વળી જીજ્ઞાસા કરવાની તે શાની હોય, મા ! હે મા ! જો કોઈને મલમૂત્ર ત્યાગ કરતાં એકાદ રત્ન જડી આવે તો, તે શું પોતાને અપવિત્ર ધારી એ રત્ન ઉપાડશે નહિ ? રત્ન લેવા માટે મનુષ્ય કદિપણ પવિત્ર અપવિત્ર એવો વિચાર કરતો નથી. માટે કહું છું કે મા ! માળા ફેરવતાં વળી પવિત્ર અપવિત્રનો વિચાર તે શા વાસ્તે જોઈએ મા ? તે ઉપરાંત મા, જે વસ્તુ સદાએ પરમ પવિત્ર છે, તેમાં તે વળી અપવિત્રતા ક્યાંથી મા ! તમે નિત્ય શુદ્ધ છો, તમારા સ્પર્શથી પરમ અપવિત્ર દ્રવ્ય અને જીવ તત્ક્ષણ પરમ પવિત્ર થઈ પડે છે. માટે કહું છું, કે, મા, માળા ગ્રહણ કરવામાં કોઈ પણ પ્રકારનો સંદેહ કરતા નહિ. હે મા, પાપી જો પોતાના પાપના ભયથી ગંગાસ્નાન ન કરે તો પછી તેનાં પાપ કેવી રીતે ટળે વારુ ? પાપીઓ છે માટે જ ગંગાનું આટલું માન—આટલું માહાત્મ્ય છે. જો પાપીઓ નહિ હોત તો, ગંગાનો આટલો આદર કોઈએ કરત નહિ. મા, હવે મન અને પ્રાણથી તે રસમય કૃષ્ણના નામને કંઠનું ભૂષણ કરો એ જ મારી પ્રાર્થના છે. કૃષ્ણનામ કરતાં

બીજો કોઈ મહામંત્ર છે જ નહિ. મા! "મોચી છતાં પવિત્ર થાય, જો તે કૃષ્ણ ભજે". કૃષ્ણનું જ ભજન કરવું એ જ જીવનનું પ્રધાન ઉદ્દેશ્ય છે; જીવ પોતાનું કર્મ ભૂલ્યાથી જ માત્ર કર્મબંધનમાં પડે છે

"જીવ એ ભૂલી ગયો, છે પોતે કૃષ્ણ–નિત્યદાસ,
દીધો માયા પિશાચીએ, તેને તત્ક્ષણ ગળે ફાંસ."

મા! કૃષ્ણને ભૂલ્યાથી જ જીવ માયાનો દાસ થઈ ચિરદિનને વાસ્તે બદ્ધ થઇ જાય છે. માટે કહું છું, કે, મા, કૃષ્ણને ભૂલતાં નહિ. કૃષ્ણને મેળવવાનો પ્રધાન ઉપાય તેનું નામ કરવું, અહોનિશ તેના નામમાં ડૂબ્યા રહેવું. મા, રે, જે સુશીતલ જલમાં સદાએ મગ્ન રહે છે, તેને શું પ્રખર સૂર્યકિરણ કદિપણ સ્પર્શ કરી કષ્ટ આપી શકે વારુ? પૃથ્વીના સમસ્ત જીવો હાહાકાર કર્યા છતાંએ એ દારૂણ ઉત્તાપ તે જલમગ્ન વ્યક્તિને કંઇપણ કરવાને શક્તિમાન નથી. તે જ પ્રમાણે માયા લખ્ખો પ્રયત્ન કર્યા છતાંએ, જેઓ કૃષ્ણનામ અને કૃષ્ણપ્રેમમાં ડૂબ્યા રહે છે, તેઓને કંઇપણ કરી શકતી નથી. કૃષ્ણનામ વ્યતીત અન્ય ઉપાય છે, કે, નહિ તે, મા, હું જાણતો નથી; માટે મારી પ્રાર્થના છે, કે, સદાએ આ નામ લેતા રહો. મા, નામ લેતાં લેતાં પ્રેમ ઉત્પન્ન થશે અને પ્રેમ ઉત્પન્ન થતાં જ તે પ્રેમના હરિ પ્રાપ્ત થશે.

તમારો

ટેર

## પત્રાંક ૪

**પ્રિય ક્ષીરોદ,**

મને વળી વધારે ઉદ્વિગ્ન કરશો નહિ. તમારો પત્ર મળતાં જ મને અનેક ચિંતા થાય છે, કે, કોણ જાણે એમાં શું એ લખી બેઠા છો. મને એવી રીતે લખો નહિ. મને તમારા લોકોમાંનો એક ગણી સુખી કરજો. હું મહા પાખંડ અને શઠ છું; તમારા લોકોનો પ્રેમજ તમારા લોકોને મારા દોષો નજરે પડવા દેતો નથી. તેથી કરીને જ કહ્યું છે, કે, “ Love is blind ” ( પ્રેમ અંધ છે). માટે જ તમે લોકો મને સર્વ પ્રકારે સુંદર દેખો છો. પોતાના સંતાનને કદિ પણ કોઈ નઠારૂં ધારતું નથી. ગમે તેમ હોય પણ તમારા પત્રની પ્રત્યેક લીટી એક પૂરે-પૂરા પાગલ માણસની મૂર્તિ બતાવી આપે છે. ચિત્તને મજબૂત ઘેરાવામાં ઘેરીને રાખજો. જલનો સ્વભાવ વહેવાનો છે, કદિ પણ સ્થિર રહી શકતું નથી; તોપણ ઘડાની અંદર રાખ્યાથી ચિરકાલ સુધી સ્થિર રહી શકે છે. મન પણ તે જ પ્રમાણે સખત ઘડામાં ન રાખ્યાથી ક્રમેક્રમે ચલિત થવા પામે છે. **મનને ચલિત કરનાર મોટામાં મોટા બે ખાડા છે—કામિની અને કાંચન.** આ બંનેમાં વળી કામિની જ પ્રધાન છે; માટે મનને સ્થિર કરવું હોય

તો આ મોટા ખાડા પાસે જવું બંધ કરવું જોઇએ. તમે શું જાણુતા નથી, કે, મોટી નદીની નિકટમાં કૂવો ખોદ્યાથી તેના જલની નદીના જલની સાથે વધઘટ થવા પામે છે? નદી સતત કૂવાના જલને ખેંચીને કૂવાને સુકવી નાંખે છે. માટે કહું છું, કે, મોટી નદી રૂપી કામિનીથી દૂર રહેવું એ જ ઉચિત છે; તેમ છતાંએ જ્યારે મનને સખત ઘડામાં પૂરી રાખશો, તો, પછી નદીની મધ્યે રહીને પણ તમારી કાંઇ પણ ક્ષતિ થશે નહિ. ઘડામાં જલ ભરીને નદી મધ્યે ડૂબાડી રાખવાથી નદીનું જલ વધવાથી તેમાંનું જલ વધશે નહિ અને નદીનું જલ કમી થવાથી તેમાંનું જલ કમી થશે નહિ; તે સદાએ પૂર્ણ રહેશે. માટે કહું છું કે સર્પ સાથે ખેલવું હોય તો પ્રથમ સર્પને વશ કરવાનો મંત્ર શિખવો ઉચિત છે. મંત્ર જાણ્યા વિના સર્પને પકડવા જતાં જ વિષથી પ્રાણ જાય એમાં કાંઇ સંદેહ નથી. પ્રથમ મંત્ર શિખવો અને ત્યાર પછી સર્પને પકડવા જવું. રાજા થવું હોય તો પ્રથમ ભિક્ષા માગતાં શિખવું જોઇએ. **ક્ષી**રોદ, મનને સખત દોરડાથી બાંધો; જો જો વચમાંથી તૂટી ન જાય. એટલા માટે જ રસિકગણે કહ્યું છે કે "સ્ત્રી રૂપી નદીમાં કોઇએ ન્હાવા ઉતરશો નહિ રે!" ઇત્યાદિ; અગાધ સમુદ્રરૂપી સ્ત્રીમાં જાણ્યા વગર ઝંપલાવવા દોડી જતા નહિ. પ્રકાશ જોઇને પતંગીઆની માફક તેમાં ઉડી પડવાનું ચાહતા નહિ. સાવધાન! સાવધાન!! ચાલાક તો હું તેને કહું, કે, જે નિરાનંદ પૃથ્વીમાં આનંદથી રહી શકે છે.

પાગલ હરનાથ

નિરાનંદ સ્થાનમાં નિરાનંદમાં રહેવું એમાં બહાદુરી નથી. દારૂડીઆઓની વચ્ચે દારૂડીઆ થઇ રહેવું એ કાંઇ મોટી વાત નથી; ચોરો વચ્ચે ચોર થઇ રહેવું એમાં આશ્ચર્ય નથી; પરંતુ વિપરીત ગુણ ઉપર અધિકાર મેળવી રહેવું એ જ બહાદુરી અને આદરની વસ્તુ છે. માટે કહું છું, કે, શોક-પૂર્ણ સ્થાનમાં હસતાં કારવતાં રહેવું એ જ રસિકતા અને મહાસાધન છે. માટે પુનઃ કહું છું કે સાવધાન! સ્રીને સહધર્મિણી ગણજો, તેને ખેલવાની વસ્તુ ગણી ભ્રમમાં પડતા નહિ. શ્રી રામચંદ્ર સુવર્ણનાં સીતાજી બનાવી રાજ-સૂય યજ્ઞ કરી ગયા છે. સ્રીને દૂર રાખી, તેની મૂર્તિને અન્તરનું ધન કરી તેના ચિંતવનમાં જે સુખ મળે છે, તે સુખ નિકટમાં મળતું નથી. નિકટમાં રાખવાનું નામ માયા અને દૂરના સ્નેહનું નામ ખરો પ્રેમ અને અનુરાગ. ચોતરફ ચેતીને ચાલવું તેનું જ નામ ચતુરતા. જવા દો, અનેક વાતો મનમાં રહી ગઈ છે; સમય આવતાં કહીશ; લખવાથી પૂરી થાય તેમ નથી. મને સ્મરણમાં રાખજો.

તમારો

હર

## પત્રાંક ૫

**પ્રિયતમ અનુકુલ, ( અનુકુલચંદ્ર મુખોપાધ્યાય ),**

તમારો પત્ર મળ્યો છે; હું શું જાણું છું, કે, તમને ઉપદેશ આપું ? તો પણ જ્યારે જે મનમાં આવે છે, તે હું લખી નાંખું છું, કે, બોલી દઉં છું. તમે લોકો મારા ઉપર અતિશય પ્રેમ રાખો છો, તેથી કરીને જ મારી અસંબદ્ધ અને નિરંકુશ વાતો પણ તમને લોકોને મધુર લાગે છે. આમાં મારી વાતનો લેશમાત્ર પણ ગુણ નથી; ગુણ તો તમારા લોકોના પ્રેમનો છે. સ્ત્રી પોતાના સ્વામી પાસે બેસી કેટલીએ પાગલની માફક વાતો કરે છે; બીજાઓને તે વાતો સાંભળી હસવું આવે; પરંતુ તે વાતો સ્વામીને એટલી બધી મધુર લાગે છે (Vice Versa) કે, તે, વાતો બંધ કરવાની સ્વામી ઇચ્છા પણ કરતો નથી. સ્ત્રીની વાતો સ્વામીને અને સ્વામીની વાતો સ્ત્રીને, જે, એટલી બધી મધુર લાગે છે, તે, શું વાતોનો ગુણ, કે, પ્રેમનો ગુણ ? માટે કહું છું, કે, તમારા લોકોની પાસે હું જે પણ બોલું છું, તે, તમે લોકો બહુ મધુર ગણો છો, એ બિના તમારા લોકોના પ્રેમનો પૂર્ણ રીતે પરિચય આપનારી છે.

સારૂં લાગવાનું બીજું પણ એક કારણ છે. સારાં દ્રવ્યોનો સર્વત્ર જ આદર થાય છે. માતૃસ્નેહ—આ કૂતરાં,

બિલાડાં અને પશુ પક્ષીમાં પણ જોયાથી પ્રાણને કેટલો બધો આનંદ થાય છે; સ્વામી અને સ્ત્રીનો મધુર પ્રેમ એ નીચ પ્રાણીઓમાં પણ કેવો સુંદર દેખાય છે! તેજ પ્રમાણે આ કૃષ્ણ–કથા છે; એ એટલી તો મધુર અને પવિત્ર છે કે મહાપાતકીને મુખે પણ સારી લાગે છે, અસંબધ્ધ હોવા છતાંએ મધુર જણાય છે. આ કારણને લીધે જ મારી વાત મધુર નથી, પણ મીઠી અને મધુર વસ્તુની વાત હોવાને લીધે જ એટલી મધુર છે; જે પ્રમાણે વિદેશ ગયેલા સ્વામીનું ચિંતવન પણ મધુર થઇ પડે છે તે પ્રમાણે. માટે કહું છું કે આને માટે મને ધન્યવાદ આપવાની કશી જરૂર નથી. જો ધન્યવાદ આપવો હોય તો તે કૃષ્ણને આપો, કે, જે આટલા બધા મધુર છે અને જેની કથા આટલી બધી પવિત્ર અને રસપૂર્ણ છે. જેવા તે છે તેવું જ તેમનું નામ પણ છે. નામ તો તેમના કરતાં પણ વધુ મધુર છે. જેમ કોઇ મીષ્ટ વસ્તુનું નામ તે વસ્તુની સાથે રહેલી અમીષ્ટતાનો લોપ કરી કેવલ મીષ્ટતા જ મનમાં ખડી કરી દે છે, તે જ પ્રમાણે કૃષ્ણનું નામ આનુષંગિક અનેક દુઃખોનો લોપ કરી કેવલ આનંદ આપે છે. "પદ્મ" શબ્દ બોલ્યાથી તેનો સુંદર રંગ, તેનું ગઠન, તેની સુંદર ગંધ અને તેને લગતું જે કાંઇ પણ સુંદર કહેવાય છે તે સર્વ મનમાં ખડું થઇ આવે છે; પરંતુ મૃણાલની ઉપરના કાંટાઓ અને પદ્મ પ્રાપ્ત કરવાનું કષ્ટ એ સઘળું કાંઈ પણ મનમાં આવતું નથી; પરંતુ સ્વયમ્ પદ્મ જોયાથી તેનાં મૃણાલ,

સુકાયલું રૂપ, સ્થાન ઉપરથી તોડી લઇ લેવાથી થયેલી ઝાંખપ, ઇત્યાદિ અનેક અરૂચિકર વસ્તુઓ નજર સામે આવ્યાથી પૂર્ણ રૂપે સુખ મળી શકતું નથી. "કેરી" કહેતાં પણ તેમ જ થાય છે. "કેરી" એ નામ અને ખરેખરી એક "કેરી" એ બેની વચ્ચે ઘણો મોટો ફરક છે. "કેરી" શબ્દ બોલ્યાથી કેરીની સર્વોત્કૃષ્ટ મિઠાશ જ મનમાં આવશે, પરંતુ કેરી હાથમાં આવવાથી સંદેહ થશે, કે, એ મિઠી હશે, કે, કેમ ? ત્યાર પછી તેનાં છાલ, ગોટલા-કોઇ તૂરી, તો, કોઈ કહ્રણુ-એ સર્વેનો વિચાર આવશે. પરંતુ "કેરી" એ નામમાં એ બધું કશુંએ નથી, ગોટલો નથી, છાલ નથી, કેવલ મધુર રસ જ છે, તે જ પ્રમાણે મારાં કૃષ્ણ-નામ અને કૃષ્ણ વચ્ચે ફરક છે નામમાં તો કેવલ માત્ર મિઠાશ જ છે, કૃષ્ણમાં તો બધુંએ છે, તેમનામાં તો નાના પ્રકારનાં ભયાનકત્વ પણ છે, બિભત્સત્વ પણ છે; પરંતુ નામમાં તો કેવલ મધુરત્વ જ છે, માટે કહું છું કે નામ જ અધિક મધુર છે. નામ પ્રધાન હોવાનું બીજું એક મુખ્ય કારણ એ છે, કે, નામ રૂપી મૂલ્ય વડે કૃષ્ણને ખરીદ કરી શકાય છે. જ્યારે રૂપીઆ આપી કોઈ પણ વસ્તુ વેચાતી લઈ શકાય તો પછી રૂપીઆ જ મારા સંબંધે પ્રધાન ગણાય. રૂપીઆ હોવાથી જ જ્યારે પણ લાલસા થાય, કે, તરત જ જે ચીજની અભિલાષા હોય, તે ચીજ વેચાતી લઈ શકીએ. તેથી કરીને નામનો સંગ્રહ કરી રાખતાં રાખતાં જ્યારે પણ કૃષ્ણને વેચાતા લેવાનો લોભ

થાય, કે તરત જ તેમને વેચાતા લઇ શકીએ. આટલા માટે જ નામ જ આપણે પક્ષે સર્વપ્રધાન અને સર્વોત્કૃષ્ટ છે. ત્યારે ધનસંગ્રહ કરવામાં પ્રથમ જે પ્રમાણે કષ્ટ કરવું પડે છે અને કૃપણ થવું પડે છે, તે જ પ્રમાણે નામ સંગ્રહ કરવામાં પણ પ્રથમ સંયમ અને ગોપન કરવાં પડે છે; પછી જ્યારે દ્રવ્ય અધિક થાય છે, ત્યારે અર્થોપાર્જનને માટે કષ્ટ કરવું પડતું નથી; કારણ કે બેંકના વ્યાજની પેઠે તે તો પોતાની મેળે આવતું જ રહે છે, તે જ પ્રમાણે જ્યારે નામરૂપી ધનથી ધનવાન થઈ જવાય છે, ત્યારે તે ગોપન રાખતાં છતાંએ વધુ વાર ગુપ્ત રહી શકતું નથી; પોતાની મેળે જ પ્રગટ થઈ પડે છે. માટે કહું છું કે પ્રથમ તો સંયમ અને ગોપન એ બેની સહાય લેવી પડે છે. તેમ જો ન હોય તો જે કાંઇ થોડું ધન હોય તે કોઇ ચોરી કરી લઇ જવાથી પૂંજી ઉડી જાય છે. એટલા માટે સાવધાનથી ગોપનમાં નામ કરવાનું શાસ્ત્રમાં વારંવાર કહ્યું છે. તમારા મનનો સંકલ્પ દૃઢ રહે અને સામાન્ય સુખને માટે ચિરસુખને જલાંજલિ ન અપાય એ ઇચ્છું છું. આપણે પાછા મળશું એ જ આશામાં જીવન રાખું છું; પણ હું જાણતો નથી, કે, કૃષ્ણ તે આશા પૂર્ણ કરશે, કે, નહિ. તેની ઇચ્છા જ બલવતી અને સર્વત્ર ફલવતી છે. મારે માટે ચિંતા કરતા નહિ, પણ ભૂલમાં રહેતા નહિ, વખતોવખત મને સંભારતા રહેજો.

તમારો

હર

## પત્રાંક ૬

### શ્રીચરણોમાં પ્રણામ સહિત વિશેષ નિવેદન,
### (નૃસિંહબાબુ–વેવાઈ મહાશય)

આપનો કૃપાપત્ર મળ્યો. મહાશય, પ્રતિમાસે એકવાર પૂર્ણચંદ્રનું દર્શન થાય છે, તેથી જ તો તેને આટલાં માન અને આદર મળે છે. આપનો પત્ર પણ ચંદ્રનો સ્વભાવ પામ્યો છે, માટે જ આ ચકોરની આગળ તેને આટલું માન છે. હું જાણી શકતો નથી, કે, આપ પત્રોમાં શું શું ભરીને બંધ કરોછો; ખોલતાંવેંત જ હસવું અને રડવું આપો–આપ આવી મને વશ કરી લે છે. પત્ર મળતાંની સાથે જ મને એમ લાગે છે કે આપ મળ્યા—આનંદની સીમા રહેતી નથી. વાંચતાં વાંચતાં એકદમ આત્મવિસ્મૃત થઇ આનંદમાં મગ્ન થાઉં છું; બીજી જ ક્ષણે વળી મારી અવસ્થા ઠીક Robinson ના જેવી થઈ પડે છે અને તેની વાત યાદ આવી દુઃખી કરી મૂકે છે–"Alas! Recollection at hand hurries me back to despair". શા માટે તે મને આટલું દુઃખ આપે છે તે હું કહી શકતો નથી. ગરીબોના ઉપર સર્વ કોઇનો જુલમ ચાલે છે. હવે બીજો કોઇ ઉપાય ન જડતાં હાથ જોડીને કેવલ તે ભવભય–નિવારક કૃષ્ણ નિકટ વિનીત પ્રાર્થના છે, કે, તેઓ મને

સહન કરવાની શક્તિ આપે અને હું ગમે તે કષ્ટમાં પડયા છતાંએ મારા પ્રાણના ધનને ભૂલી ન જાઉં. "મારૂં" કહેતાં મારૂં કશુંએ નથી. હું તો હવે નધણીયાતો માલ છું, જે દયા કરી ઉંચકી લે છે, તેનો જ થઇને રહું છું. હું ટિકિટ વગર સમુદ્રયાત્રા કરૂં છું, એટલા માટે વહાણનો કૅપ્ટન જે કાંઇ છૂટ આપે છે અથવા તો જ્યારે જ્યાં અને જેમ રહેવાનું કહે છે તે પ્રમાણે જ હું કરૂં છું અને ત્યાં જ રહું છું. મારી પાસે પૈસો ન મળે એટલે જોર પણ ન ચાલે. આપે તો વાટ ખરચ આપ્યો છે તેથી આપનું તો જોર પણ ચાલે, જરાક આમતેમ થતાં જ કૅપ્ટનને બેચાર વાત સંભળાવી દો તેમ છો. જેઓની પાસે ભજનરૂપી સાધન છે તેઓ પાર જવાને માટે તે કર્ણધારની વધુ ખુશામત કરતા નથી; તેઓ તો દામ આપી પાર ચાલ્યા જાય છે; પરંતુ જેઓ મારા જેવા ગરીબ છે, ભજન સાધન વિનાના છે, તેઓને બીજો કોઇ ઉપાય નથી. તેઓનું કર્તવ્ય તો એ જ છે, કે, સદાએ દયામયનું નામ જપ્યા કરવું અને તેના ગુણ ગાવા. અવશ્ય જ તેઓ દયા કરશે. મનમાં દૃઢ વિશ્વાસ રાખી તેઓનું નામ જપ્યા કરવું અને તેઓના ગુણ ગાવા એ જ સર્વતોભાવે કર્તવ્ય છે અને એ જ ઉચિત છે. જુઓને, મહારાજની સાથે મહારાજની જ, અમીરની સાથે અમીરની જ, યોગીની સાથે યોગીની જ, સંન્યાસીની સાથે સંન્યાસીની જ અને ગરીબની સાથે ગરીબની જ વાત-ચીત શોભે છે; જે સ્થાને આનાથી વિપરીત હોય છે તે

સ્થાને જ કષ્ટનું કારણ હોય છે. માટે કહું છું, કે, જેઓની પાસે ભજનરૂપી સાધન છે તેઓ જ બ્રહ્મ, ઇશ્વર, ઇત્યાદિ સાથે ભલેને વાતચીત કરે; પરંતુ મારી પાસે તો કશુંએ નથી, હું તો બહુજ કંગાલ છું. તેથી કરીને હું કંગાલના ઠાકુર ગૌરની સાથે વાતચીત કરવા ચાહું છું અને તેથી કરીને હું તે ગોપબાલક અને ગાયોના ચરાવનાર મારો પ્રાણ કનૈયો તેનો સંગ ચાહું છું. અત્રે મંત્ર, જંત્ર, જપ, ધ્યાન કશુંએ કરવું પડતું નથી. કેવલ માત્ર થોડાક પ્રેમની જરૂર છે; પરંતુ મારૂં એવું દુર્ભાગ્ય છે, કે, જેની પાઈ સરખી પણ પડતી નથી એવો પ્રેમ પણ તેઓને આપી શકતો નથી. પરંતુ કૃષ્ણ એટલા દયામય છે, કે, જે તેઓને ચાહતા નથી તેનેજ તેઓ વધારે ચાહે છે, જે તેઓનો દ્વેષ કરેછે તેના જ ઉપર તેઓ દયા કરે છે. આવા દયામયને છોડી શા વાસ્તે રાજદ્વારે ભિક્ષા માગું ? રસિકના સંગમાં અરણ્ય-વાસ પણ પ્રાર્થનીય છે. આશીર્વાદ કરો, કે, હું મન, વાણી અને કર્મથી તેઓનો થઈ શકું. હું મુક્તિ ચાહતો નથી, બ્રહ્મત્વ, કે, ઇન્દ્રત્વ ચાહતો નથી; ચાહું છું માત્ર તેઓના દાસનો દાસ થવાને, કે, મારી આશા પૂર્ણ થાય. કંગાલ ઉપર કૃપાપરવશ થઇ તે દયામય હરિએ અતિ કંગાલ ગૌરાંગરૂપે સર્વ ઉપર દયા કરી છે અને નિતાઇરૂપે કરગરી કરગરીને પ્રેમ આપ્યો છે. આપણે માટે પ્રભુને આટલું કષ્ટ વેઠવું પડે છે, તેનો માત્ર વિચાર આવતાં પ્રાણ ફાટી જાય છે. ધન્ય પ્રભુ ! ધન્ય છે તમારી દયાને ! અમારાં

પાપોને માટે તમને કેટલું બધું કષ્ટ ! અમારા પાપોનો ભાર વહન કરતાં કરતાં તમને કેટલું કષ્ટ થાય છે, તે જાણતાં અને સાંભળતાં છતાં પણ, રોજરોજ પાપનો બોજો અમે વધારતા જઇએ છીએ. હે પ્રભુ ! અમારી શી ગતિ થશે ?

મહાશય ! તમે જે લખ્યું છે તે સત્ય જ છે. વૈષ્ણવ થવા માત્રથી જ મનુષ્ય વહી જાય છે, કારણ કે, તે પોતાની મેળે પોતાનું અસ્તિત્વ ખોઇ પોતાના દિવસો જડવત્ ગાળે છે. કહેવત છે કે ''જાતિ ખોયાથી જ વૈષ્ણવ.'' જીવના જાતિ ધર્મો જેવા કે અહંકાર, માત્સર્ય, લોભ, મોહ, કામ, લજ્જા, ભય, ઘૃણા, હિંસા, દ્વેષ, ઇત્યાદિ આ સર્વ ગુણ જ્યાં સુધી રહે છે ત્યાં સુધી જીવ વૈષ્ણવ થઇ શકતો નથી. જ્યાં સુધી જીવ પોતાની જાતમાં રહે છે, ત્યાં સુધી તે વૈષ્ણવ થઇ શકતો નથી. એટલા માટે જ તો જાતિ ખોયા વગર વૈષ્ણવ થવાતું નથી. માટે કહું છું, કે, ખરેખર જ જીવ વૈષ્ણવ થયે વહી જાય છે; પરંતુ તેની ગતિ વિપરીત હોય છે. જે દિશામાં જીવ–સમુદ્રની ગતિ હોય છે, તે દિશામાં તે વૈષ્ણવ જીવ જતો નથી. તેનાથી વિપરીત દિશામાં તે જાય છે–આનું જ નામ યમુનાની ઉલટી ગતિ. આ ઉલટી ગતિમાં તે ચાલતો રહે છે અને ક્રમે કરી ઉત્પત્તિ સ્થાનમાં જઇ પહોંચી તે સ્થિર થાય છે; ત્યારે તેને કિનારો જડે છે અને તે નિશ્ચિંત થાય છે. પરંતુ સામાન્ય જીવ ક્રમે ક્રમે તીરથી વધારે ને વધારે દૂર દેશમાં, કોઇ વાર ડૂબતો તો

કોઇ વાર તરતો, અવિશ્રાંત ગતિએ તણાતો જાય છે. વિશ્રામ કરવા એક પલકનો પણ અવકાશ તેને મળતો નથી. કૃષ્ણ કરે અને આપણે વૈષ્ણવ થઇ વણા જ જઈ એ. મહાશય! યમુનાની આ ઉલટી ગતિનું એક માત્ર કારણ કૃષ્ણનો બંસીનાદ જ છે. આ ઉલટી ગતિમાં ચાલ્યાથી જ બંસીધ્વનિ સાંભળવા મળે છે અને તે બંસી સાંભળતાં સાંભળતાં ક્રમે કરી તે બંસી વગાડનારનાં પણ દર્શન મળે છે અને કૃતાર્થ થવાય છે. પરંતુ જેઓ જીવની સામાન્ય ગતિમાં તણાતા જાય છે તેઓને આ મધુર શબ્દ ક્રમે ક્રમે ક્ષીણ કરતાં પણ, ક્ષીણ થતો જાય છે અને છેવટે તેઓ તેને સંપૂર્ણ ખોઇ બેસી ચિરદિનને માટે તરવાનો માર્ગ ખોઈ બેસે છે. તે સમયે કષ્ટ ભીષણ કરતાં પણ ભીષણ સ્વરૂપ ધારણ કરી જીવને તાડન કરે છે; ત્યારે કાતર ભાવે આર્તનાદ કર્યાં છતાં પણ કાંઇ વળતું નથી; ત્યારે જીવ પોતાનાં કાર્યો સંભારી સંભારીને પશ્ચાતાપમાં બળી રહે છે. માટે કહું છું, કે, મહાશય, તમે ખૂબ વહેવા માંડો. જાતિ ગુમાવી વૈષ્ણવ થાઓ. બહુ આનંદ! બહુ આનંદ!! જાતિ ગુમાવવામાં બહુ આનંદ!!! જાતિ ગુમાવ્યા પછી અન્નની ચિંતા રહેતી નથી; જ્યાં જાઓ ત્યાં અન્નપાણી તૈયાર! એટલા માટેજ લોકોમાં કહેવત છે, કે, "ચૈતન્યના ચારે ખુણા ખુલ્લા છે." આ બધું સાંભળી રખે,ને, આપ મને પાગલ ગણશો. તેથી વધુ લખવાનું બંધ કર્યું. સાપનો કંડીઓ બંધ કર્યો. હવે શિરપાવ મળે, કે, ચાલતો થાઉં અને

નટની પણ નટેશ્વરી અને ગુરૂની પણ ગુરૂ એવી અન્તઃપુરની રમણીઓ નિકટ જઈ મારી વિદ્યાનો પરિચય આપું.

ગૃહિણિ! પ્રણામ. આપ લોકોએ જ મને રમત–ક્રીડા–શિખવી છે, માટે ગુરૂ–દક્ષિણા આપવા આવ્યો છું; નિર્ગુણ શિષ્ય પાસે પ્રણામ શિવાય આપવાને બીજું કાંઈ ધન નથી. માટે તે જ નિવેદન કર્યું–કૃપા કરી ગ્રહણ કરો. જે ખેલ આપ લોકોએ શિખવ્યો છે તેમાં જગત્ મુગ્ધ થયું છે; જે ખેલ આપ લોકો ખેલાવો છો તે સમજવાની કોઇની પણ શક્તિ નથી. ધન્ય છે આપ લોકોને! અને ધન્ય છે આપ લોકોના તે ગુરૂ–અને કોઈ વખતે શિષ્ય પણ–તે નટના નટેશ્વર કૃષ્ણને! આપ લોકો પરસ્પર મળી જે ન કરો તે જ મિથ્યા છે. ધન્ય છે આપ લોકોને, ધન્ય ધન્ય! આપ લોકો જ ઊર્ધ્વ અને નીચી ગતિવાળાં યમુના છો. જેઓની ઉપર આપ લોકો દયા કરતાં નથી તેઓ કદિ પણ ઊર્ધ્વ ગતિએ જઈ શકતા નથી. અધોગતિમાં જગતને જીવપૂર્ણ કરી રાખ્યું છે, કોણ જાણે આપ લોકોનો ખેલ? ડૂબાડનારા આપ લોકો છો–તારનારા પણ આપ લોકો જ. જીવન અને મૃત્યુ બંનેના આપ લોકો જ માલિક છો–આપ લોકો જ જીવ–રાજ્યના રાજા છો. જીવ–રાજ્યમાં આપ લોકો જ બ્રહ્મા, વિષ્ણુ અને શિવરૂપી છો. જન્મ આપ લોકો જ આપો છો, પાલન આપ લોકો જ કરો છો અને વળી કરાલ કાલ થઇ ગ્રાસ પણ આપ લોકો જ કરો છો. ધન્ય છે આપ લોકોની શક્તિને!

# અપૂર્વ પત્રાવલી

જાળમાં ફસાવવાને તથા જાળમાંથી મુક્ત કરવાને કેવલ માત્ર આપ લોકો જ શક્તિવાન છો. આપ લોકો જ ઇચ્છામયી, દયામયી, પિશાચી અને રાક્ષસી છો. આપ લોકો જ બહુરૂપી છો. જેઓ જે પ્રકારે તમને ભજે છે તેઓ તે પ્રકારે આપ લોકોને દેખે છે. જે દુર્ગા જગત્પાલિની અને દયામયી છે તેજ વળી ઘોર, ભયંકર અને અસુરનાશિની બગલા પણ છે. આપ લોકો જ રાજરાજેશ્વરી–વળી આપ લોકો જ કાલી કરાલી પણ છો. આપ લોકોની લીલા—આપ લોકોનો ખેલ–કોણ સમજી શકે ? માટે મારી પ્રાર્થના એ છે, કે, આપ લોકોની દયા હું ખોઇ બેશું નહિ. હું સદાએ આપ લોકોની પરમપ્રેમમયી અને દયામયી મૂર્તિ જોઇ શકું. આપ લોકોના ભયથી સદાએ સજ્જડ જેવો તો રહું છું માટે વધુ ભય દેખાડશો નહિ. સદાએ શિષ્ય ગણી દયાની દષ્ટિથી મને નિહાળજો એ જ માત્ર પ્રાર્થના છે. પાગલની કથાથી ગુસ્સો કરતાં નહિ.

આપ બંનેનો સ્નેહી

હેર

## પત્રાંક ૭

### શ્રીચરણોમાં, (નૃસિંહ બાબુ–વેવાઈ મહાશય)

મહાશય, "નામ લેવું અને ગુણ ગાવા" એ શિવાય બીજું શું છે? આ જ સર્વનું મૂલ છે, આના થકી જ સર્વ કાંઈ થાય છે. આનામાં જ શિવ મત્ત છે, આનામાં જ નારદ મુક્ત છે અને આના જ જોરે શુકદેવ શ્રેષ્ઠ છે. નામ થકી જ પ્રેમ ઉત્પન્ન થાય છે અને પ્રેમ થકી જ પ્રેમના તે પ્રભુ મારા રસમય રાસબિહારી મળે છે. જે પ્રમાણે ધ્રુવનો આશ્રય કર્યાથી સર્વ ગ્રહ નક્ષત્રનો આશ્રય કરેલો ગણાય છે, જે પ્રમાણે વૃક્ષના મૂલમાં જલસિંચન કર્યાથી તેની પ્રત્યેક શાખા, પ્રશાખા, પત્ર અને પુષ્પને જલસિંચન કર્યા બરોબર છે, તે જ પ્રમાણે નામનો આશ્રય કર્યાથી જ સકલ તપસ્યા અને ઋદ્ધિસિદ્ધિનું સેવન કર્યા બરોબર છે. નામ લેવાથી જ સકલ તપસ્યાનું ફલ એની મેળે જ આવી મળે છે; માટે મારૂં નિવેદન એ જ છે, કે "નામ લેવું અને ગુણ ગાવા" એ શિવાય બીજું શું કાર્ય છે, તે હું જાણતો નથી. અનેક તપસ્યાનાં ફલથી નામમાં વિશ્વાસ જન્મે છે. કૃષ્ણ-નામ કૃષ્ણ કરતાં પણ શ્રેષ્ઠ વસ્તુ અને મધુમય છે. નારદને કઈ તપસ્યાનો અભાવ હતો? શિવને કયો યોગ કે કઈ સિધ્ધિ નથી

મળી ? શુકદેવે કયા શાસ્ત્રનું અધ્યયન નથી કર્યું—કે તેઓ આમરે નામનો જ આશ્રય કરી ધન્ય થયા છે, નામને જ પરમ પદાર્થ ગણી તેમાં જ પ્રાણ ઢાળી દીધા છે અને સદાએ ઉન્મત્ત અવસ્થામાં કાલ અતિક્રમણ કરેછે. કૃષ્ણ આપણને ક્યારે ઉન્મત્ત કરશે એ જ આશામાં રહયોછું; જોઉંછું, કે, દયામયની દયા કેટલે દિવસે થાયછે. કાંઇ જોર જબરજસ્તી નથી —જ્યારે તેમની ઇચ્છા થશે ત્યારે જ થશે— આશામાં માત્ર રહયો છું. મહાશય! એટલા માટેજ કૃષ્ણના શ્રીમુખનું વાક્ય છે કે :—

" नाहं तिष्ठामि वैकुंठे योगिनां हृदये न च।

मद्भक्ताः यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥ "

કેવલ આ જ માત્ર શિખવવાને માટે જ વ્રજના નવીન નટવર, નિતાઇ ગૌર થઇ, આંખમાં અશ્રુ સહિત દ્વારે દ્વારે ભટક્યા છે. મહાશય! આ સંબંધમાં કહેવાની, કે, શ્રવણ કરવાની જરૂર નથી— નજરોનજર જોઈ શકશો, સદાનંદમાં ડૂબી જશો અને આનંદમાં જેને તેને પણ ડૂબાડશો.

શ્રીયમુનાની ઉલટી ગતિ વિષે કહેતાં આપને શું ઊર્ધ્વગતિનો વિચાર આવે છે કે? યોગ ક્રિયાવડે ઊર્ધ્વરેતસ્ થવું તેને આધ્યાત્મિક વ્યાખ્યામાં શ્રીયમુનાની ઉલટી ગતિ કહેછે. આપણા મુખ્ય પ્રેમિકો આ મુખની વાતથી તૃપ્ત થતા નથી અને માનતા પણ નથી. તેઓ સાક્ષાત્ શ્રીયમુનાની ઉલટી ગતિ જોવા ઇચ્છે છે અને કૃષ્ણ-કૃપાથી

તે જોઈ તેઓ પ્રાણને તૃપ્ત કરે છે. મહાશય! આવું મારૂં ભાગ્ય થશે કે કોઇવાર પણ કૃષ્ણના બંસીનાદને અનુસરી શ્રીયમુનાની ઉલટી ગતિને હું પ્રત્યક્ષ જોવા પામું? તે શુભદિન શું કૃષ્ણ કદિ દેખાડશે ખરા? તેમની ઇચ્છા તેઓ જ જાણે. તેમના ઉપર તો આપણું કાંઈ જોર નથી. આશીર્વાદ કરો, કે, તે શુભદિન મારો આવે. મહાશય! પાગલની માફક હું શું લખો, કે, કહી નાખું છું, તે ક્ષણવાર પછી મારા મનમાં રહેતું નથી. જો કૃષ્ણ કોઇ દિવસ સુપ્રસંગ આપશે અને આપના દર્શન થશે તો પ્રાણથી ઇચ્છા પૂર્ણ થતાં સુધી આ સર્વ વાત આપને કહીશ. હાલ તુરત તો મનની આશા મનમાં રાખી નિશ્ચંત થયો છું. તેમ છતાંએ કાંઇ કહી શકાતું નથી. મહાશય! જે પ્રમાણે પ્રસવનો ઠીક સમય કોઇપણ જન નિર્ણય કરી કહી શકતું નથી તેજ પ્રમાણે કયારે આ દેહ પોતાના ગુપ્ત આવાસમાંથી છુટશે તે પણ કોઈ ઠીક કરી કહી શકતું નથી. જન્મ અને મૃત્યુ એ બંને એકજ વસ્તુ છે. આપણે આ વાત ન જાણતાં કેવલ મૃત્યુના ભયથી દિવસમાં સાત વાર મરીએ છીએ—પરંતુ જરા વિચારી જોવાથી જણાશે, કે, જે પ્રમાણે જન્મ સમયે આનંદ કરવો ઉચિત છે, તે જ પ્રમાણે મરણ સમયે પણ આનંદ કરતો ઉચિત છે. જન્મ અને મૃત્યુ એક જ વસ્તુ છે, એમાં કાંઇ પણ ભિન્નતા નથી; આપણે કેવલ માત્ર સંસ્કાર દોષથી ભય પામીએ છીએ. માટે કહું છું, કે, આપનાં શુભદર્શન થતાં પહેલાં

જો મારો આ દેહવાસ ખલાસ થાય, તો પણ, તેમાં કાંઈ હાનિ નથી. આપણે પુનઃ મળીશું, પુનઃ રમીશું. આપણો આ સંબંધ આજકાલનો નથી, યુગયુગાન્તરનો છે એમ જાણજો ....................આપ લોકો મારા પ્રણામ અંગીકાર કરજો.

મહાશય! જેમ આપ એક કુશળ ખેલાડી છો તેમ એક ઝેરી સાપ પણ આપને મળ્યો છે: આપ ખેલાવતાં પણ જાણો છો તેમજ ખેલતાં પણ જાણો છો. હું તંત્ર-મંત્ર જાણતો નથી, તેથી સાપના ભયથી, સાપ વગરનો પ્રદેશ એવો જે હિમાલયનો ગર્ભ તેમાં આશ્રય લીધો છે. મને એકાદ બે મંત્રો શિખવશો કે? તેમ થવાથી હું નિર્ભયપણે મારો કાલ વ્યતીત કરી શકું. સાપને રમાડવાનો મંત્ર શિખવાનું મને ઘણું મન છે, પરંતુ એના ફુંફાડાના ભયથી પાસે જતાં ભય લાગે છે. એક બે ડંખ પણ લાગ્યા છે અને તેનાં ડાઘ પણ રહી ગયા છે; હજી પણ વખતોવખત દુઃખિત થવું પડે છે. આપ તો મહાપુરુષ છો, નિર્ભયપણે કાલ અતિક્રમણ કરો છો અને હવે પછી પણ કરશો. આપના ઉપર કૃષ્ણની અપાર દયા છે. હું આપનો છું તેથી જ કૃષ્ણ મારા ઉપર પણ પ્રેમ રાખે છે: જે પ્રમાણે સ્ત્રીના ભયથી પુત્રના ઉપર પ્રેમ રાખવો પડે છે, જે પ્રમાણે માતાનાં લાડથી પિતાને આદર બતાવવો પડે છે, એ વાત તો આપ જાણો છો ને? આપની આગળ મેં સર્વ કહી નાંખ્યું છે. કોઈ કોઈ વાર વજન કરી

વાતો કહેવી જોઈએ કેમકે કોણ જાણે કયારે શું થવાનું છે? મહાશય! ભયમાં ને ભયમાંજ મારા ચિરદિન ગયા છે. ભયમાં જ દેશ છોડયો છે. રાજાની સાથે મિત્રતા કરવામાં ગરીબનું મરણ જ તેને માટે મંગલકારક છે. તેથી જ હું નાસતો ફરૂં છું. પરંતુ રાજા મને છોડતા નથી; પકડી રાખવા માટે સદાએ વ્યસ્ત રહે છે. હવે મહાશય, આપનું શરણ લીધું છે; જે થકી હું ભયશૂન્ય થઇ શકું એવું આપ કરો. મહાશય! જેઓને આપણે રાજા કહીએ છીએ તે આ રાજાઓ નથી,—આતો ઘરના રાજા, બહારના રાજા, સ્વર્ગના રાજા, નરકના રાજા, વૈકુંઠના રાજા, ગોલોકના રાજા વૃંદાવનના રાઈ—રાજા. કહો વારૂં ક્યાં પલાયન કરી જાઉં? શિવજી પણ ઘરબાર છોડી સ્મશાનનો આશ્રય લીધાં છતાંએ આ રાજાના હાથમાંથી છૂટી શકયા નથી તો પછી પામર જીવની તે શી વાત! પરંતુ મહાશય, આપ તો આપના જોરથી આવા રાજાઓની સંગે રાજ કરો છો; બલવાનના પક્ષે આ દૂષણીય નથી, આપ લોકો તો સર્વ કાંઇ કરી શકો તેમ છો. પરંતુ મેં તો, ભયથી સજ્જડ જેવો થઇ જઇ, સદાએ તેઓના ચરણતલનો આશ્રય લીધો છે, છતાંએ સમયે સમયે ધ્રૂજું છું. મહાશય! ધન્ય છે પ્રકૃતિને, ધન્ય છે તેની શકિતને અને તેના મોહિની મંત્રને! ચરાચર સૃષ્ટિમાં તેનું એકછત્ર રાજત્વ છે, સર્વત્ર જ તે રાજરાજેશ્વરી અને રાજ્યચક્રવર્તી છે, જીવન અને મૃત્યુ બંનેના તે માલિક છે. કોઇને તે આજે મારે છે, તો, વળી

## અપૂર્વ પત્રાવળી

કોઇને કાલે મારીશ એમ કહી રાખી મૂકે છે, કોઇને ડૂબાડે છે, તો. કોઇને વળી તારે છે. એકમાત્ર કૃષ્ણ શિવાય બધાંજ તેની ચાકરી કરે છે મહાશય, ખરૂં કહું તો કેવલમાત્ર તેના ભયને લીધે જ મેં મુરારિ કૃષ્ણનું શરણ લીધું છે—હું જાણતો નથી કે આગળ ઉપર શું થશે. કૃષ્ણ નિકટ પ્રાર્થના કરો, કે, મારે આ બળવાન રાજાઓને હાથે કોઈ સજા ભોગવવી ન પડે. જેવી રીતે આનન્દમયીઓની આનન્દમયી મૂર્તિ જોતો આવ્યો છું તેવીજ રીતે આનન્દમયી મૂર્તિ જોતો જોતો ચાલ્યો જાઉં. દયામયીઓની દયા ચાહું છું, બીજું કાંઇપણ ચાહતો નથી. આપ લોકની દયા થતાં જ કૃષ્ણ દયા કરશે.

આપ લોકનો

હર

## પત્રાંક ૮

**બાબા અનુ,**

તમારો પત્ર વાંચી મને બહુ જ કષ્ટ થયું છે. મને એટલું બધું લખવું નકામું છે. હશે. સદા હરિપ્રેમમાં મત્ત રહો, હરિ નામમાં રત રહો, પરોપકાર કરવામાં વ્રતી થઇ રહો, અવશ્ય કૃષ્ણ કૃપા કરશે જ. કૃષ્ણને ખરીદ કરવાનું મૂલ્ય એક માત્ર લાલસા છે; બીજા કોઇ પણ ધન કે રત્નના બદલામાં કૃષ્ણને મેળવી શકાતા નથી. જપ બલ, તપ બલ, વ્રત, અધ્યયન, ઇત્યાદિ કોઇ પણ વસ્તુથી તેમને વશ કરી શકાતા નથી; માટે કહું છું, કે, તમારો અનુરાગ ચાલુ રહે. કૃષ્ણની આગળ સઘળા સમાન છે. જગતને આપણું પોતાનું ગણો; જગત્ કૃષ્ણનું છે અને કૃષ્ણ આપણા પોતાના છે, તેથી કરીને તેમની વસ્તુ અવશ્યજ આપણને પ્રિય હોવી જોઇએ. જગતને જગત્ ગણી તેના ઉપર પ્રેમ રાખતા નહિ, જગતને કૃષ્ણનું ગણી તેના ઉપર પ્રેમ રાખજો. તેમ કરવાથી હિંસા, દ્વેષ તમારામાં ઉત્પન્ન થશે નહિ; કારણ કે, એ અન્યની વસ્તુ છે, એવું જ્ઞાન રહેવાથી એ વસ્તુમાં કદિ પણ તમને આત્મજ્ઞાન થશે નહિ. ગોવાળીઆઓ ચારણભૂમિમાં ગાયોનાં ટોળાંને પોતાની ગાયો ગણી પરસ્પર સંબોધન કરે

છે, કહે છે–"ભાઈ, મારી ગાયને પાછી વાળો," "મારી ગાય માંદી પડી છે," "મારી ગાયને વાછરડું આવ્યું છે"–પરંતુ આમાં તેને કાંઈ પણ સુખ દુઃખ થતું નથી; કારણ કે, તે મન અને પ્રાણથી જાણે છે, કે, તે ગાયો તેની નથી; મુખથી જ માત્ર પોતાની કહે છે. તે જ પ્રમાણે જો મન અને પ્રાણથી જાણી શકાઈ જાય, કે, આ સર્વ કાંઇ કૃષ્ણનું જ છે તો તેમ થવાથી જો, કે, સર્વ વસ્તુને આપણી કહી શકીએ છતાંએ કોઇ પણ વસ્તુમાં આસક્તિ થતી નથી;–આનું જ નામ સંન્યાસ, આત્મસંયમ, ઇત્યાદિ. આવી જાતનો વિચાર કરવાથી જ જીવ મુક્ત થાય છે અને આવી જાતનો પુરુષ જ જીવન્મુક્ત છે. માટે સદાએ આવો ભાવ રાખતા રહેજો. આવા ભાવમાં રહીને પરોપકાર કર્યાથી કદિ પણ અહંકાર આવશે નહિ. અહંકાર નહિ આવ્યાથી જ અભિમાન–શૂન્ય થશો; નિરભિમાની થવાથી જ તે અભિમાન–શૂન્ય નિતાઈની દયા મળશે; અને નિતાઈની પ્રાપ્તિ થઈ, કે, ચૈતન્ય તમારા હાથમાં જ છે; અને ત્યારે તમે નિશ્ચિંત થશો. તે સમયે માત્ર તમે એકલા જ આનંદ અનુભવશો તેમ નહિ પણ અનેક લોકો તમારે લીધે પ્રેમાનંદમાં તણાઇ જશે અને અનેક લોકોને તમે પ્રેમમાં ડૂબાડી શકશો.

તમારો જ

હર

## પત્રાંક ૯

## શ્રીચરણોમાં પ્રણામ સહિત વિશેષ નિવેદન,

(નૃસિંહબાબુ)

આપનો સુધાપૂર્ણ પત્ર વાંચી હું ઉન્મત્ત થયો છું. હું જાણતો નથી, કે, શા વડે તમે પત્ર લખો છો અને શા વાસ્તે તે મને આટલો બધો મધુર લાગે છે. કેટલાંએ પુણ્યના સમૂહના ફલમાં આપ જેવું રત્ન મને મેળવી આપવામાં આવ્યું છે. કૃષ્ણ ઘણા જ દયામય છે; તેમની અપાર દયાનો અંત નથી અને તુલના પણ નથી. પતિતોના ઉપર તો તેમની અધિક દયા છે; તેથી જ તો તેઓ મને આટલા બધા ચાહે છે, તેથી જ તો તેઓ વાદળાંની વાંછના કર્યા વગર જલ આપતા રહે છે. આવા દયામયને પણ હું ભૂલી જાઉં છું—ધિક્કાર છે મને! મહાશય! કૃષ્ણે આપને નવ-જીવન આપ્યું છે; હવે તેઓ આપને ક્રમે ક્રમે સકલ પ્રકારનું સુખ અને શાંતિ પણ આપશે. આપ નિશ્ચિંત રહેજો, પરંતુ મારા ઉપર દયા રાખજો. ગરીબ ઉપર દયા રાખવાથી કૃષ્ણ સંતુષ્ટ રહે છે. મહાશય! આપ મને જેવો ધારીને લખો છો તેની સાથે મારે કશો સંબંધ નથી. આ પ્રેમશૂન્ય કઠિન જીવન ધારણ કરી કષ્ટે દિન કહાડું છું. મેં ધાર્યું હતું, કે, આ જીવનમાં કૃષ્ણ-ભજન કરી સુખી થઇશ; પરંતુ

તેમાંનું તો કશુંએ થયું નહિ. માત્ર માણસને ભજતો રહ્યો છું; માણસને પકડવા જતાં કૃષ્ણને છોડી દીધા છે. મારા જેવો પાગલ આ પૃથ્વીમાં બીજો કોઇ હશે ખરો? કોઇ કોઇ વાર જીવન ભાર રૂપ જણાય છે. સર્વ કાંઇ કૃષ્ણની જ ઇચ્છા છે; માર્ગ તેઓએ જ દેખાડ્યો હતો અને વળી અંધકાર પણ તેઓએ જ કરી દીધો છે; તેઓની જે ઇચ્છા છે તે જ થાય છે અને થશે; આપણી વૃથા ચિંતામાં કાંઇ ફલ નથી એમ જાણતાં છતાં પણ હું નિશ્ચિંત થઇ શકતો નથી. કોઇ કોઇ વાર બહુ કષ્ટ થાય છે અને તે દયામયના ઉપર રાગ પણ થાય છે ખરો. આપ આશીર્વાદ કરો, કે, કૃષ્ણના ઉપર નિર્ભર થઇ મારૂં અવશિષ્ટ જીવન સમાપ્ત કરી શકું. મહાશય! આ સંસારમાં પુત્ર, કન્યા, ભ્રાન્તિની પતાકા છે અને તેના ફલસ્વરૂપ છે; ભ્રમથી ઉત્પન્ન થયેલા પદાર્થ થકી જેઓ સુખની વાંછા કરે છે તેઓ દ્વિગુણ ભ્રમમાં પડે છે. પણ રસિક પુરુષ તો પોતાના પરાજયનું નિશાન સન્મુખ રાખીને જ કાર્ય કરે છે, કે, જેથી વળી બીજી વાર ભ્રમમાં ન પડાય. માટે કહું છું કે મહાશય! આ જાદુઇ બાજીમાં હું એવો તો મુગ્ધ બની ગયો છું કે પ્રાણના પ્રાણ કૃષ્ણને પણ ભૂલી ગયો છું; પરંતુ કૃષ્ણ એવા દયામય છે, કે, હું તેમને ભૂલી ગયા છતાં પણ, તેઓ મને ભૂલી ગયા નથી; સદાએ તેઓ મારાં આદર અને જતન કરે છે. હવે આપ લોકો મળ્યા છો તેથી ઘણીવાર આશા રહે છે, કે, હવે હું નિશ્ચિંત થઇ શકીશ અને પાછો ભ્રમમાં

પડીશ નહિ. આ આશા હૃદયમાં રાખીને જ મેં આપ લોકોનું શરણુ લીધું છે; શરણાગતનું પ્રતિપાલન કરશો એ જ માત્ર પ્રાર્થના છે. ભ્રાન્તને વધુ ભૂલાવવાનો પ્રયત્ન કરતા નહિ, દારૂડિઆને વધુ મદ પાશો નહિ. એક તો હું અહંકારથી પૂર્ણ થઇ આમતેમ ભટકું છું; તેમાં વળી જો આપ લોકો મને કોઇ અગાધ જલમાં ફેંકી દેશો તો ફરી આપ લોકો મને પામશો નહિ; હવે મને ડૂબાડવો, કે, તારવો એ આપ લોકોના હાથમાં છે. જેમ આપ લોકોની ઇચ્છા હોય તેમ કરો. મહાશય ! મહાશક્તિને તુચ્છ ગણી તેની સાથે ખેલ કરવા હું ગયો હતો; હવે તેનાં ફલ ભોગવવાનો સમય આવે છે. જે શક્તિ આસ્તે આસ્તે સમસ્ત જગતનો ગ્રાસ કરી રહી છે, તેને આપણે સામાન્ય અબલા સ્ત્રીઓ ધારીએ છીએ; એકવાર પણ વિચારી જોતા નથી, કે, તેઓ કોણ છે અને તેઓનું કાર્ય શું છે ? પરંતુ તેઓ તો સઘળું જાણે છે. આપણને ગોથાં ખાતાં જોઇને તેઓ બહુ ખુશી થાય છે; આપણાં બંધનોની ગ્રંથી વળી જરા વધારે સખત કરવાને તેઓ સદાએ તત્પર હોય છે. છોડવાની વાત તો બાજુએ રહી, પરંતુ નિત્ય નૂતન પ્રકારે બાંધવાને તેઓ પ્રવૃત્ત રહે છે. આપણે તેઓશ્રીના ચરણોના એવા તો છછુંદર જેવા નરમ પાળેલાં પશુઓ છીએ, કે, આનાકાની કર્યા વગર આપણે આપણા હાથ અને ડોક આગળ ધરીએ છીએ અને તેઓ ધીમે ધીમે આપણા અષ્ટાંગોને બાંધી લઈ આપણને નિર્જીવ જડવત્ કરી મૂકે છે. જેવી તેઓ

દયામયી છે તેવી જ તેઓ નિષ્ઠુર પણ છે. તેઓની લીલા કોણ જાણી શકે? જીવગણ તેઓની દયાના પ્રાર્થી થઇને જ પૃથિવી પર અવતરે છે પરંતુ જરા સતેજ થતાંવેંત જ તેઓની દયા અને મમતા ભૂલી જાય છે અને તેઓની સંગે ક્રીડા કરવા જાય છે. પરંતુ થોડા સમયમાંજ પોતાની ભૂલનું ભાન થાય છે. તે સમયે પરાજીત થઇ ભયાનક બંધનમાં બદ્ધ થવાય છે અને તે વેળાએ બીજો કોઇ આરો રહેતો નથી. ત્યારે ખરેખર! નાથેલા બળદની પેઠે રોતાં રોતાં ભાર વહન કરે છે અને સમયે સમયે માર પણ ખાય છે. માટે કહું છું કે મહાશય! આ સાપની સાથે ખેલ ન કરવો એમાંજ સાર છે. અને જો કોઇની ખેલવાની ઇચ્છા થાય તો, તેણે એ વિષયમાં સારી રીતે સમજી કારવી લેવું જોઇએ અને મંત્રતંત્ર પણ શીખી લેવા જોઇએ. આપણે ક, ખ, ભણ્યા વગર નોકરી કરવા નીકળીએ તો શેઠના ખાંસડાં ખાતાં અને રડતાં રડતાં જ આપણા દિવસ જાય. ક્રમે ક્રમે ઉન્નતિની આશા તો બાજુએ રહી પણ લાભમાં તો લાતો જ ખૂબ મળે. તેમ છતાંએ મજાહ તો જુઓ, કે, લાતોમાં જો ખરેખરી લાતો હોય તો એકદિન ને એકદિન ચાકરી ઉપર તિરસ્કાર આવે ખરો; પરંતુ કોમલ પગની લાતોમાં કોણ જાણે શો ગુણ છે, કે, એક વાર લાત ખાધી, કે, પાછી ખાવાની ઇચ્છા થાય છે. સર્વના જીવનમાં આ લાતોનો લ્હાવો લેવાની ઇચ્છા સ્પષ્ટ જણાઇ આવે છે. ધન્ય છે તે શકિતને, કે,

જેનામાં આટલી શકિત અને ગુણ છે. આ જ શકિત કૃષ્ણનું એક પ્રાધાન આવરણ છે; એથી કરીને જ કૃષ્ણનાં દર્શન કરવાને કોઇ શકિતવાન થતું નથી, અને દર્શન કરવા જતાંએ પ્રથમ એ શકિતના હાથમાં ફસાઇ પડાય છે. મહાશય! એ તો બેધારી તલવાર છે; પ્રસન્ન થતાંએ વિપદ્ અને ગુસ્સે થતાંએ વિપદ્. એમના હાથમાંથી છટકી જવું એ રસિક લોકનું કામ છે, કારણ કે વચલો માર્ગ તેઓ સારી પેઠે જાણે છે. તેઓની જ ઉકિત કહું છું:—

"કલંકપૂર્ણ તળાવમાં ભલેને સ્નાન કરો,
પણ ભીંજવતા નહિ માથાના કેશ."

આમાં જોરજુલમનું કામ નથી, ખુશામતનું કામ નથી. આમાં તો મધ્યમ માર્ગનું જ કામ છે. મહાશય! કૃપા કરી મને તે માર્ગ બતાવો. મને લાગે છે, કે, નીલકંઠે તેની જ પ્રાપ્તિ માટે પોતાના એક ગીતમાં કહ્યું છે કે:—

"નયન આવરણ લઇલે, મા બ્રહ્મમયી એકવાર,
તવ કૃપાથી ભવ–સાગર આ, કરી જાઉં હું પાર."

અનેક આશાએ મેં આપનું શરણ લીધું છે. મારી ઉપર દયા કરજો. ભિખારીને રોજ રોજ હાથ જોડી માફ કરવાનું કહેતા નહિ; એકદિન તો તેની ભિક્ષાની ઝોળી ભરી દેજો. અને જો ખરેખર જ આપની પાસે કંઇ ન હોય તો દયા કરી મને એક ભલામણ પત્ર લખી આપો, કે, અંદર ગૃહિણી પાસે જઇ તે નિવેદન કરૂં અને મનમાનતી રીતે મારી ઝોળી ભરી લઉં અને પેટ ભરીને ખાઇ પણ

લઉં. એ દયામયીઓની દયા થયેથી કશું એ દુષ્પ્રાપ્ય નથી. તેઓ જ તો મારાં ઇચ્છામયી અને પૂર્ણાનન્દમયી છે. હું તો તેઓની દયાનો જ માત્ર પ્રાર્થી છું. પાગલની વાતોથી કશું મનમાં લાવતા નહિ.

આપ લોકનો

હર

# પાગલ ઈરનાથ

## પત્રાંક ૧૦

**શ્રીચરણોમાં,**

આપનો પત્ર માર્ગમાં છે ખરો, પરંતુ એ આશામાં વધુવાર બેસી રહેવાયું નહિ તેથી આજે પાછો "માંગીને માન અને રડીને પ્રેમ" લેવા આવ્યો છું. મારૂં માન તો માનમયીઓ આગળ જ છે. આદર તો આદરિણીયો જ જાણે છે. એટલા માટે જ તો ચંડાલિનીઓથી માંડીને ઉચ્ચમાં ઉચ્ચ સ્ત્રીઓને ચરણે મેં મારાં મન અને પ્રાણ વેચી નાંખ્યાં છે. જોઉં તો ખરો, કે, તેઓની દયા થાય છે કે નહિ? આપનો ભલામણ પત્ર તેઓની આગળ લઈ જાઉં અને જોઉં, કે, તેનાથી કદાચ તે દયામયીઓની દયા મળે છે, કે, નહિ. જગતની સર્વે જ સ્ત્રીઓ તે એક મહા-શક્તિરૂપી મહાપ્રકૃતિની એક એક મૂર્તિ છે. કહેવત છે, કે, "ઘેટાંનાં શીંગડાં વાંકાં પણ લડવા સમયે સીધાં." તે જ પ્રમાણે સર્વે સ્ત્રીઓ સરખી હોય છે. તેથી જ તો કહ્યું છે, કે, (જો, કે, આ વાત કોઈ સમજતું નથી), "All women are the same, but their faces are different."

ખરેખર આ વાત સાચી છે. જે અર્થમાં લઈએ તે અર્થમાં સાચી છે. જે અર્થમાં અંગ્રેજ મહાત્માએ ઉપલું વાક્ય લખ્યું છે, તે પણ સત્ય છે અને જગતની સર્વે

સ્ત્રીઓ તે એક મહાશક્તિ છે, એ વાત પણ મહાસત્ય છે. શાસ્ત્રમાં લખ્યું છે, કે, વ્યાસને જ્યારે શિવે કાશીમાંથી કાઢી મૂક્યા, ત્યારે તેઓએ નવીન કાશી કરવા માટે પ્રયત્ન આરંભ્યો અને ગંગાને પોતાની કાશીની ચારે દિશાએ ફરી વળવા માટે તપશ્ચર્યા દ્વારા સંતુષ્ટ કરી; ત્યારે ગંગાએ દર્શન આપી કહ્યું, કે, "વ્યાસ, તમે ભૂલ્યા; પાર્વતીને અસંતુષ્ટ કરી મારી પાસે પાર્વતીની વિરૂદ્ધ પ્રાર્થના કરવા આવ્યા છો ખરા, પણ, તમારે જાણવું ઉચિત છે, કે, પાર્વતી અને મારામાં અભેદ છે એ તો સત્ય જ છે. પરંતુ, કેવલ પાર્વતી અને મારામાં જ અભેદ છે એટલુંજ નહિ પણ પૃથ્વીમાં નાના યોનિમાં જે સકલ સ્ત્રી–મૂર્તિ છે, તે, સર્વેની સાથે મારે અભેદ છે." માટે સ્ત્રી–રહસ્ય સમજવાની કોઇની પણ શક્તિ નથી; દૂરથી જ તેઓને નમસ્કાર કરવા એ જ માત્ર સ્ત્રી–રહસ્ય ભેદ કરવાનો પ્રધાન ઉપાય છે. નિર્વાણપથ ખુલ્લો કરી આપનાર માલિક પણ સ્ત્રી જ છે અને ચિરજીવનને માટે તે પથ બંધ કરી ઘોર નરકનો પથ ઉઘાડી આપનાર માલિક પણ તેઓ જ છે. આવી વિરૂદ્ધશક્તિમયીઓના શ્રીચરણે કોટિ કોટિ પ્રણામ. તેઓની આનંદમયી મૂર્તિ જ સુખ આપનારી અને શુભ કરનારી છે અને તેઓનું ઘોર પિશાચી રૂપ મહા કરાલ અને ભયંકર છે. કદિપણ આવું ઘોર રૂપ મને જોવાનું ન થાય એવું ઇચ્છું છું. જે સ્તનમાંથી ક્ષીર નીકળી મને જીવન આપ્યું છે તે જ સ્તન મને આકર્ષણ કરી મૃત્યુના મુખમાં ધકેલી દે છે. કેવી મહાશક્તિ! ત્રાહિ,

# પાગલ હરનાથ

ત્રાહિ !! મહાશય, આપ તો પરમ રસિક છો, તેથીજ તો સાપને રમાડી લોકોનું મનરંજન કરો છો. પરંતુ મારૂં ઘણું જ દુર્ભાગ્ય છે, કે, હું સાપનો મંત્ર જાણતો નથી. દયા કરી જો મને તે શીખવી દો તો એકવાર નિર્ભયે આ કામ-રૂપિણી કાલી કરાલીઓની સાથે પ્રાણ ખોલીને ક્રીડા કરી જીવન સફલ કરી લઉં. હું ઘણો પામર છું; મારા નસીબમાં એ સુખ અસંભવ છે. જેઓએ ક, ખ, નો અભ્યાસ કર્યો નથી તેઓને Conic Sectionની સમજણ પ્રયત્ન-દ્વારા પણ આપી શકો ખરા કે? આપ લોકો જો મનમાં લો તો બધુંએ કરી શકો તેમ છો; મોટાઓને અસાધ્ય એવું કશુંએ નથી. આ પત્ર મેં આપને જ લખ્યોછે એમ નથી; તમો દંપતીયુગલને ઉદ્દેશીને લખ્યો છે. આ અધમને શીખવવાને અને તારવાને યુગલ-રૂપ વ્યતિત અન્યરૂપને પક્ષે અસંભવ છે. માટે જ તો યુગલરૂપ કરવાને અને યુગલ રૂપ થયેલા જોવાને મને બહુ જ ગમે છે. તમો દંપતીયુગલ મારા પ્રણામ ગ્રહણ કરજો. ગર્વિણીઓનો ગર્વ જોવા મને બહુ જ ગમે છે.

આપ લોકનો

હર

## પત્રાંક ૧૧

**શ્રીચરણોમાં,**

મહાશય! આપનું શરીર ખરાબ થવાનું બીજું એક નિગૂઢ કારણ તે શું તે કહો વારુ! જો કોઇ વિવાહિતા છોકરી મોટી વય પર્યંત સ્વામીના હાથમાં સોંપાયા વગર પિતામાતાના ઘરમાં રહે, તો તેનું શરીર કદિપણ સારૂં રહે ખરૂં? Palpitation of the heart, મૂર્છા, નિસ્તેજતા, જડતા, ઇત્યાદિ નાના પ્રકારના રોગોથી પીડાઈ શરીર માટીરૂપ થઈ જાય કે નહિ? તેજ પ્રકારે ઇશ્વરની સૃષ્ટિમાં પણ જણાય છે. તમોગુણ એ આરંભ અવસ્થા, રજોગુણ એ મધ્ય અવસ્થા અને સત્ત્વગુણ એ શુદ્ધ અવસ્થા છે. જીવ જો ક્રમે ક્રમે તમોગુણથી આરંભીને સત્ત્વગુણની દિશામાં આગળ વધે નહિ, તો, તેમ થવાથી તેનું શરીર આપોઆપ જ ખરાબ થઈ પડે છે. બાલ્યકાલ એ જીવનની કોઈપણ અવસ્થામાં ગણ્ય નથી. યૌવનથી માંડીને જ અવસ્થાનો આરંભ થાય છે. તે અવસ્થામાં મનુષ્ય તમોગુણથી આક્રાન્ત થઇ નાના પ્રકારનાં કાર્યો કરે છે; તે સમયે સહન પણ થઇ શકે છે. ત્યાર પછી પ્રૌઢાવસ્થા આવે છે; તે સમયે મનુષ્ય તમોગુણ અને સત્ત્વગુણની વચ્ચોવચ્ચ હોય છે. ત્યાર પછી વૃધ્ધાવસ્થા

–તે સમયમાં સત્વગુણનું અવલંબન કરવું એ જ શ્રેયસ્કર છે. સાધનમાર્ગના સંબંધમાં પણ એ જ પ્રમાણે છે. શક્તિ એ આરંભ અવસ્થા, શૈવ, સૌર, ઇત્યાદિ મધ્ય અવસ્થા અને વૈષ્ણવતા એ ચરમ અવસ્થા છે. આપણે હવે મા (શક્તિ) પાસે રહેવાનો સમય નથી; વિવાહને ઉપયુક્ત થયા છીએ. માટે હવે જગત્સ્વામી કૃષ્ણનું અનુગમન કરવું એ જ કર્તવ્ય છે. તમે તો અનેક પુણ્યના ફલે વ્રજધામમાં આવ્યા છો, તો, હવે અંતર અને બહારનો મેલ ધોઇ નાખી મધુર કૃષ્ણનામ ગ્રહણ કરો અને તમે જોશો કે નવ-જીવન પ્રાપ્ત થઇ તમે ચિરસુખમાં રહેશો. હવે માંસ, ઇત્યાદિ તામસ ભોજનમાં તથા પશુહિંસા, ઇત્યાદિ તામસ યાગયજ્ઞમાં મચ્યા રહી શરીર અને મનને અપવિત્ર કરવાનો સમય નથી. હવે તો શુદ્ધ આહાર અને કૃષ્ણનામમાં અનુરક્ત થવું એજ ઉચિત છે; તમે જોશો, કે, એક મહિનાની અંદર જ શરીર નિરોગી અને મન પવિત્ર થઇ વિશુદ્ધ આનંદનો ભોગ કરી શકશો. શરીર આહાર ઉપર આધાર રાખે છે; વિશુદ્ધ દ્રવ્યનો આહાર કર્યાથી શરીર વિશુદ્ધ કાં ન થાય વારુ? માટીની વસ્તુ માટી જ રહેવાની અને સુવર્ણની વસ્તુ સુવર્ણ જ રહેવાની. માટીની વસ્તુ કોઇપણ પ્રકારે સુવર્ણ થઇ શકવાની નથી. સુવર્ણ માટી થઇ શકવાનું નથી. તે જ પ્રમાણે તામસિક દ્રવ્યના આહારથી શરીર તામસિક જ થવાનું. મહાશય! હું મોટો ચંડાલ છું. કૃષ્ણ નામનો

મહિમા હું તે શું સમજું! તોપણ શાસ્ત્રમાં લખ્યું છે અને અનેક સાધુઓના મુખથી સાંભળ્યું છે, કે, કૃષ્ણનામ એક મહૌષધિ છે; અન્યાન્ય ઔષધો કેવલ માત્ર દૈહિક રોગ નાશ કરેછે, પરંતુ કૃષ્ણનામ તો પારમાર્થિક વ્યાધિ પણ નાશ કરેછે, જીવને પવિત્ર કરેછે અને શાંતિમય વૃંદાવનમાં લઇ જાયછે. ભવરોગ નાશ કરે એવું આવું બીજું ઔષધ છે જ નહિ. શારીરિક વ્યાધિ નામાભ્યાસથી નષ્ટ થઇ શરીર પવિત્ર થાય છે. માટે તે મહૌષધિ હવે વ્યવહાર કરી જોવી એ શું સારૂં નથી? વધુવાર ભૂલમાં રહેવું એ શું સારૂં છે? આ મધુર નામ અહરહઃ સ્મરણ કરવાની અભિલાષાએ શિવે સંસાર ત્યાગ કરી બિલ્વવૃક્ષના મૂલનો આશ્રય લીધો છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે, કે, સંસાર ત્યાગ એ પારમાર્થિક શાંતિનું અને બિલ્વવૃક્ષ એ ઐહિક શાંતિનું પ્રથમ પગથિયું છે. માટે નિવેદન માત્ર એ જ, કે, અહરહઃ કૃષ્ણનામમાં મત્ત રહો અને જોશો, કે, સઘળાં સારાં વાનાં થશે. પાગલની માફક મેં ઘણી વાતો લખી નાંખી છે; પણ મનમાં કાંઈ લાવતા નહિ; માફ કરજો.

અત્યન્ત આશ્રિત

હર

## પત્રાંક ૧૨

**યતીન બાબુ,**

આપનો પત્ર આદ્યોપાન્ત વાંચી હું બહુ જ લજ્જિત થયો છું. આ અધમ ચંડાલ પાસે સદુપદેશ મેળવવાની જે અભિલાષા આપે કરી છે તે કોઈ પર્ણકુટીરવાસી અથવા તેના કરતાં પણ દરિદ્ર વૃક્ષતલવાસી પાસે રાજ્યની પ્રાર્થના કરવા જેવું કર્યું છે. મારી અવસ્થા હું જ જાણું છું; મારા જેવો દાંભિક બીજો કોઇ જ નથી. જેઓ પાપને પાપ જાણી આચરેછે તેઓ કૃષ્ણ નિકટ ક્ષમા મેળવે ખરા; પરંતુ મારા જેવા પાખંડી—જેઓ પ્રભુનું નામ લઇ, ધર્મનો ઢોંગ કરી, પાપ કરે છે તેઓનો ઉદ્ધાર ક્યાંથી થાય ? મારા અંતઃકરણની વાતનું મનમાં ને મનમાં ચિંતવન કરતાં પણ મહા ભય ઉત્પન્ન થાય છે. લોકની આગળ તે પ્રકાશ કરવી એતો અસંભવિત છે.

> **"मद्विधो नास्ति पापात्मा नापराधी च कश्चन ।**
> **परिहारे ऽपि लज्जा मे किं ब्रुवे पुरुषोत्तम ॥"**

મારી અવસ્થા તેવી જ છે. પોતાના પાપની વાત પ્રભુ પાસે બોલતાં લજ્જા આવે છે.

"અર્થલાભ એજ આશે,
કપટ વૈષ્ણવ વેશે,
ભ્રમથી ભટકું ઘરે ઘરે."

બરાબર આ જ મારા અંતરની વાત છે. છતાંએ આપ અટલ વગેરેના મુખથી મારે વિષે જે વાતો સાંભળો છો, તેનું કારણ અન્ય કશુંએ નહિ, પણ માત્ર એ જ કે તેઓ દયા કરી મારા ઉપર પ્રેમ રાખે છે અને મને પોતાનો નિજજન ગણે છે; અને તેથીજ મારા દોષોને તેઓ ગુણો ગણે છે અને લોકોની આગળ તે કહેતા શરમાતા નથી. કહેવાય છે કે, પોતાનો દીકરો કોયલાના જેવો કાળો હોય છતાંએ માબાપ તેમાં ઉજ્જવલ શ્યામવર્ણ દેખે છે. પ્રેમની આંખો જ ન્યારી હોય છે. "Lover sees angel's beauty in Egyptian brow". તેથીજ તેઓ મારા ઉપર પ્રેમ રાખે છે. ગમે તે હો પણ ખરૂં પૂછો, તો, મારામાં કશો ગુણ નથી.

મહાશય! ગત કર્મ ભૂલી જાઓ; તેને માટે મનમાં દુઃખ ધરશો નહિ. પાપીઓ જે દિવસે કૃષ્ણનામની દિક્ષા લે છે તે જ દિવસથી તેઓનાં પૂર્વ પાપ નાશ થઇ તેઓને નવ-જીવન પ્રાપ્ત થાય છે. આપને પણ નવ-જીવન પ્રાપ્ત થયું છે, તો હવે પાછી પૂર્વ કર્મોની ચિંતા કરી અનર્થક મનમાં અશાંતિ આણશો નહિ. નિશ્ચિંત મને નામ લીધા કરો, સઘળી અશાંતિ દૂર થઇ પરમ શાંતિ પ્રાપ્ત થશે, કશી ચિંતા નહિ. કૃષ્ણનામ કરતાં બીજો કોઇ મહામંત્ર નથી. નામ જ ભવરોગની એકમાત્ર મહૌષધિ છે. નામ સ્મરણ કરવાથી આ લોકમાં અને પરલોકમાં અવિશ્રાંત આનંદ અને શાંતિ પ્રાપ્ત થાય છે. નામ ભૂલશો નહિ; નામ લેતી

વખત સમય–અસમય, સ્થાન–અસ્થાન, પવિત્રતા–અપવિત્રતા, કાંઈ વિચાર કરતા નહિ; એમાં આસન–શુદ્ધિ કે ભૂત–શુદ્ધિની જરૂર નથી; ગમે ત્યારે લેવાથી લાભ અને આનંદ જ છે. જીવના દુઃખથી ઉદ્વિગ્ન થઇ દયામય હરી શ્રીગૌરાંગરૂપે પધારી ચાંડાલ પર્યંતને નામ વ્હેંચી જગતને ધન્ય કર્યું છે; આટલા માટે જ શ્રીગૌરાંગ સર્વથી પ્રધાન કહેવાય છે, એમ જણાય છે.

આપના શરીરની અવસ્થા સાંભળી ખરેખર હું દુઃખિત થયો છું; ગમે તે હો, પણ કશી ચિંતા કરતા નહિ. હજી પણ સમય છે, હજી પણ પ્રયત્ન કર્યાથી ભાંગેલું ઘર નવું થઇ શકે તેમ છે. ઘર હજી પણ વાસોપયોગી છે, હજી પણ સાવધાન થયેથી સુખમાં રહી શકશો. શરીર સારૂં રાખવા માટે બ્રહ્મચર્યજ સર્વથી પ્રથમ અને પ્રધાન ઉપાય છે. વીર્યજ જીવન છે, વીર્યજ શરીરના રક્ષણનું મૂલ કારણ છે; વીર્ય–ધારણ એ જ પ્રધાન બ્રહ્મચર્ય છે એ વાત ખૂબ ધ્યાનમાં રાખજો. એ સંબંધી બીજું જે જે કહેવાનું, કે, કરવાનું હોય તે અટલ પાસેથી તમે સાંભળશો. થોડા દિવસ રોજ ૧૦–૧૨ મોટી એલચી ખાજો, તેનાથી ઘણો ફાયદો થશે. પારકાને સામાન્ય ઉપકાર કરી શકશો તો જીવન સાર્થક થયું એમ જાણજો. વાક્યદ્વારા અને કાર્યદ્વારા પરોપકાર કરવા પ્રયત્ન કરજો. આહાર ઉપર વિશેષ નજર રાખજો. અપવિત્ર દ્રવ્ય કદી પણ ગ્રહણ કરતા નહિ. પતિ માટે પ્રાણ પાથરનારી એવી તમારી સ્ત્રી પર ધ્યાન આપજો.

તેને તેના ઉપયુક્ત માન આપજો. તેઓજ ગૃહલક્ષ્મી અને મૂલશક્તિ છે, એમ જાણજો. જગતની સ્ત્રી માત્રને ઉપયુક્ત માન આપજો. શ્વાન અને બિલાડાની સ્ત્રીઓને પણ તેજ મહાશક્તિ ગણી માન આપજો. તેઓની મર્યાદાનું ઉલ્લંઘન કરતા નહિ. તેઓ જ બલ આપવાને અને હરી લેવાને એક માત્ર માલિક છે. અવકાશ મળે અટલ, નિયોગી, વગેરે સાથે એકાંતમાં ચર્ચા કરજો. તેમાં ઘણો આનંદ મળશે. હાથરસમાં હવે તમે કેટલા દિવસ રહેનાર છો! મહાશય! મારા ઉપર દયાદૃષ્ટિ રાખજો; આપ લોકો જ મારી આશા અને ભરોસો છો. મારા પોતામાં કોઇ શક્તિ કે સામર્થ્ય નથી. હું તો પ્રકૃત સાધન ભજનહીન એક બદ્ધ જીવમાત્ર છું. મારામાં કોઈ પણ ગુણ નથી. રાધા, અટલ, વગેરે સઘળા જ મારી આશા અને ભરોસો છે. તેઓ પાસેથી જ ઘણું જાણી શકશો. ઇષ્ટ મંત્ર ગમે તે હોય પણ નામ જપતી વખતે મધુરમાં મધુર રાધાકૃષ્ણ નામ લેજો; સર્વ એક જ છે, માત્ર નામમાં જ ફેર છે. કોઈ પણ પ્રકારે મનમાં સંદેહ આણશો નહિ. મારા જેવા નરાધમને જોવા માટે આટલા વ્યાકુલ કેમ છો? કૃષ્ણની ઇચ્છા હશે તો એક દિવસ મળવું થશે ને થશે જ. આપનાં પરમ પવિત્ર સ્ત્રીને મારા યથાયોગ્ય પ્રણામ કહી નિવેદન કરજો, કે, મારા ઉપર સ્નેહ અને દયાની નજર રાખે. તેમનો પ્રેમ છે તેથી જ મને આટલો ગર્વ છે, મારૂં પોતાનું કહીએ તો કાંઇ જ નથી. સમયે સમયે શ્રીધામ વૃંદાવન દર્શન કરવા જજો. તેથી

પણ મનને ઘણી શાંતિ મળશે. કૃષ્ણ-કૃપાથી અમે સારાં છઈએ, કાંઇ ચિંતા કરશો નહિ. સમયે સમયે દયા કરી મારી ખબર લીધા કરજો.

આપ લોકનો

હરનાથ

## પત્રાંક ૧૩

**પ્રાણપ્રિય રાધા,**

બાબા, તમારો પત્ર અને લીચીનું પાર્સલ મળ્યાં. એટલી બધી તસ્દી શા માટે? મારા દિવસ તો હવે પૂરા થવા આવ્યા છે, ત્યારે એટલી બધી તસ્દી શા વાસ્તે? બાબા, શું કહું? પ્રત્યેક લીચી તમારા પ્રેમ અને સ્નેહથી પરિપૂર્ણ હોઈ તેમાં તમારી મુખાકૃતિ રહેલી માલમ પડી આવે છે. પ્રત્યેક ચીજને મેં ઘણા આદરથી સ્પર્શ કરી તમારા આલિંગનનું સુખ મેળવ્યું છે. આનંદની વસ્તુ અમો સર્વેએ ઘણા આનંદથી ખાધી છે. હે બાબા રાધા, મારે માટે એટલી ચિંતા શા માટે? ચિંતાનું તો કશું કારણ નથી. હું વારંવાર તમને લખું છું, કે, મારે માટે ચિંતા કરવી નહી, તોપણ મને ભૂલી જશો નહિ અને સમયે સમયે ખબર લેતા રહેજો. તમે લોકો જ મારૂં જીવન-સર્વસ્વ છો, તમે લોકો જ મારી ધર્મધ્વજ છો, તમારા લોકોનો વિચાર આવતાં આ દુઃખમય સંસાર વિષ્ણુના વૈકુંઠ કરતાં પણ આનંદમય લાગે છે અને છોડવાની ઈચ્છા થતી નથી. હવે સંસાર છોડતાં કાંઈક કષ્ટ ઉપજે એમ લાગે છે. એક સમયે આ સંસારથી છૂટી જવા માટે મેં પ્રાર્થના કરી હતી. આજ કેવલ તમારા લોકોને માટે જ તેજ સંસારમ

અથવા તેના કરતાં પણ વધારે ભીષણ સંસારમાં હજી થોડા વધુ દિવસ રહેવાની ઇચ્છા કરૂં છું. આશ્ચર્ય! ધન્ય છે તમારા બલને! શ્રીજયદેવ લખી ગયા છે કેઃ—

"कंसारिरपि संसारवासनाबद्धशृंखलाम् ।
राधामाधाय हृदये तत्याज व्रजसुंदरी : ॥"

હવે હું સમજ્યો, કે, તે ગોલોકવિહારીને આ સંસારમાં લાવવા માટે કેવલ પ્રેમ જ શક્તિવાન છે; પ્રેમથી આકૃષ્ટ થઇને જ શ્રીહરિ ગોલોક છોડીને વ્રજભૂમિમાં અને પ્રેમને માટે જ નારાયણ વૈકુંઠ અને લક્ષ્મીનો ત્યાગ કરીને પૃથ્વી ઉપર અવતીર્ણ થયા છે. જ્યારે શ્રીકૃષ્ણના સંબંધમાં પ્રેમ એટલું બલ ધરાવે છે, ત્યારે સામાન્ય મનુષ્યની તો વાતજ શી કરવી? હું પણ હમણાં તમારા લોકોના પ્રેમમાં પડી મારૂં જીવન-સર્વસ્વ અને મારા પ્રાણ શ્રીકૃષ્ણને પણ ભૂલી ગયો છું. તમારા લોકના ચિંતવનમાં જ દિનરાત કહાડતાં ઇષ્ટનું ચિંતવન કરવાનો સમય મળતો નથી અને સમય મળતાં પણ મન લાગતું નથી. માટે કદાચ તમને લોકોને પત્ર ન મળે તો એમ નહિ સમજતા, કે, હું તમને ભૂલી જઇ નિશ્ચિંત રહ્યો છું. પ્રાણ જશે તોપણ તમે લોકો મારા મનમાં રહેશો.

પ્રાણપ્રિય રાધિકા બાબાની વાત સાંભળી મોહિત થયો છું; આશ્ચર્ય પામ્યો નથી. રાધિકા તે આપણા શિવાનન્દના પુત્ર પ્રેમદાસ જેવા છે. માટે જ તે સઘળું છાનું છાનું કર્યા જાય છે, બહાર તેટલું જણાવતા નથી. બાબા રાધા,

રાધિકાનો ભાવ જોઇ આશ્ચર્ય પામશો નહિ, કારણ કે, મોટા સાપ કરતાં નાના સાપનું વિષ અધિક હોય છે. વૃદ્ધ કરતાં બાલકનો પ્રયત્ન અધિક હોય છે. સિધ્ધ કરતાં સાધકની વ્યાકુલતા અધિક હોય છે. તે જ પ્રમાણે પ્રથમ અવસ્થામાં સર્વની સ્થિતિ એવી જ થઇ પડે છે. પૂર્વરાગમાં શ્રીમતીની જે ચેષ્ટા અને આકુલતા હતાં તે ભાવનો વિરહમાં શુધ્ધાં અભાવ હતો. મારા રાધિકાનો આ પૂર્વરાગ છે. હવે પ્રાર્થના એ છે, કે, આ નવ–અનુરાગ પ્રતિદિન વધીને મહારાગમાં પરિણત થાય, પ્રેમ દિન પ્રતિદિન વધીને મહાભાવમાં પરિણત થાય. કૃષ્ણ એવો દિવસ ક્યારે લાવશે? આપણ-માંના કોઇ એક જણમાં પણ આવો ભાવ ઉત્પન્ન થાય તો આપણે સર્વે કૃતાર્થ થશું. એક જણ ઘણો ખરચ કરી મૂર્તિની સ્થાપના કરે છે અને હજારો લોક તેનાં દર્શન કરી આનંદ પામે છે. એક શ્રીઅદ્વૈતે શ્રીગૌરાંગને આણ્યા હતા અને લાખોમા લાખો જીવો તેનાં દર્શન કરીને નિષ્પાપ થયા હતા–પ્રેમનાં પૂરમાં જગત્ તણાઇ ગયું હતું. તે જ પ્રમાણે બાબા, જો એક જણને પણ મહાભાવ પ્રાપ્ત થાય તો આપણે સર્વે ભાવ–સમુદ્રમાં ડૂબીશું. તે દિવસ કેટલો દૂર છે તે હું જાણતો નથી. શું આપણે તે જોઇ શકીશું? શરીર ક્ષણભંગુર છે, એનો કંઇ ભરોસો નથી; હમણાં છે અને ઘડી પછી ન પણ હોઇ શકે; માટે ઇચ્છું છું કે તે દિન જલદી આવે, એ આશામાં જ રહ્યો છું. કૃષ્ણ દયામય છે, અવશ્ય દયા કરશે જ. આટલનું કુટુંબ જેવી રીતે સુખમાં

છે તેવી રીતે તમે લોકો પણ આનંદમાં તો છોને ? ઓછો આનંદ શા વાસ્તે ? છોકરાં તમને કોઈ કોઈ વાર કષ્ટ આપે છે તેથી ? એ પણ એક મજાહ છે. એ મજાહનું પણ આસ્વાદન કરી લો. એ તો ભ્રાંતિરૂપી વૃક્ષનું ફળ છે. એનું જ નામ અસલ "દિલ્લીકા લડ્ડુ." એની મજાહ પણ જોવી જોઈએ; ન જોઈએ તો ખામી રહી જાય. કશી ચિંતા નહિ. અટલની માફક તમે લોકો પણ સુખમાં રહો છો અને રહેશો.

તમારો

હર

## પત્રાંક ૧૪

**શ્રીનૃસિંહ બાબુના ચરણમાં,**

આપનો તારીખ ૨૨મીનો પત્ર આજે મળ્યો છે. આપનો પત્ર મને મળશે અને હું ઉત્તર લખીશ એવી મને આશા નહોતી. અત્યારે પણ એવી આશા છે તેમ હું કહી શકતો નથી; પછી તો જેવી શ્રીકૃષ્ણની ઇચ્છા. મહાશય, જેઓ મહાપ્રલય સંબંધી કોઇપણ પ્રકારે વિશ્વાસ કરી શકતા નથી, તેઓએ આ સમયે એકવાર કાશ્મીર આવી નારાયણની વિરાટ મૂર્તિ જોઈ જવી. હજી પણ કાશ્મીર ૧૬ ફીટ જલમાં છે. શ્રાવણ માસની નવમી તારીખે સમગ્ર કાશ્મીર ૪૦ ફીટ જલમગ્ન થયું હતું અને જે કાંઇ હતું તે સમસ્ત તારાજ કરીને હમણા તો ચતુર્દિશાએ કેવલ જલરૂપ ધારણ કરી મહાકાલ આનંદે ક્રીડા કરતો ફરે છે. ૨૦૦ ગામો એકીવખતે ચિહ્નશૂન્ય અને જીવશૂન્ય થયાં છે. શ્રીનગર શહેરમાં લગભગ ૪૦૦૦ મોટાં મોટાં ઘરો સામટાં જમીનદોસ્ત અને ચિહ્નશૂન્ય થઈ ગયાં છે. સઘળા લોક પર્વતની ટેકરીઓ ઉપર અને રસ્તા ઉપરનાં વૃક્ષો ઉપર રાત દિવસ અતિ કષ્ટે કહાડે છે. આવી ભીષણ મૂર્તિ કોઇએ કદી જોઇ નથી. જોતજોતામાં મોટાં મોટાં મકાનો સામટાં પડી જતાં જણાય છે. તે જોતાં મનમાં એમ થાય છે, કે,

ઇંદ્રના વજ્ર કરીને જાણે એક એક મોટો અસુર પડે છે. એ તો એક વાત; બીજું વળી અનાહારનું દુ:ખ. એક રૂપિયાના ત્રણ શેર ચોખા અને તે પણ મળવાની મારામારી. આવું સોનાની લંકા જેવું કાશ્મીર આપણા જેવા વાનરોના હાથમાં પડયાથી સંપૂર્ણ પાયમાલ થઇ ગયું છે. આવું હૃદયવિદારક દૃશ્ય કોઇએ કદી પણ જોયું નથી, તો પછી તેના અનુભવની કલ્પના પણ કોઈ કરી શકે તેમ નથી. જેણે જોયું છે તે જીવનમાં ફરીવાર ભૂલી શકવાનો નથી. સાંભળીને તમને ભય ઉત્પન્ન થશે, કે, અમે ત્રણ ત્રણ ચાર ચાર માળનાં મકાનોની અગાશી ઉપર નૌકામાં ફરીએ છીએ. આવી ભયાનક અવસ્થા કોઇએ કદી જોઈ નથી અને જોશે પણ નહિ. તાર અને ટપાલ એકાવારે બંધ થઈ ગયાં હતાં, ગઈ કાલથી હોડી ઉપર કામ ચાલુ થયું છે. ૧૦૦૦ ચોરસ માઇલ જલમાં છે. ગમે તેમ હોય, મહાશય, પણ આ હતભાગ્ય માટે ચિંતા કરશો નહિ. જે થવાનું છે તે થશે જ. કૃષ્ણ ઘણા દયામય છે. તેઓ જે કરશે તે જ થશે. હું તો તેમનો જ છું અને તેમની જ કૃપાથી કાલનો ભય રાખતાં શીખ્યો નથી.

મહાશય! સ્ત્રીને સ્વામી મળે, કે, માતાપિતા ભૂલી જવાં એવું તો કોઇ શાસ્ત્ર કહેતાં નથી; પણ માત્ર એટલું જ કહે છે, કે, સ્વામી મળ્યા પછી માતાપિતાનો આશ્રય કરવો નહિ. જે સ્ત્રીને આ જ્ઞાન નથી હોતું તે સ્વામી—સોહાગિની થઇ શકતી નથી. વિવાહાનંતર માતાપિતા તરફ ઘણું

આકર્ષણ દેખાડયાથી લોકો તેની નિંદા કરે છે અને સ્વામી તેના ઉપર અસંતુષ્ટ થાય છે. માટે કહુંછું, કે, સ્વામી મળ્યા પછી માતાપિતા ઉપર મમતા રાખવી ખરી પણ સ્વામીને તો પોતાના પરમ આશ્રય માનવા જોઇએ. તેથી જ શાસ્ત્રમાં કહ્યું છે કે :–

> "પૂજન સર્વે દેવોનું કરજો
>
> પણ થતા નહિ તત્પર,
>
> માંગી લેજો સર્વની પાસે
>
> કૃષ્ણ – ભક્તિ વર."

જુઓ, વ્રજ ગોપીઓએ મહાકાત્યાયની વ્રત કર્યું હતું; જગન્માતા સંતુષ્ટ થયાં ત્યારે તેમની પાસેથી કૃષ્ણને સ્વામી રૂપે પામવા માટે વરદાન માંગી લીધું હતું. એમ કાંઇ નથી, કે, સ્વામી મળ્યા પછી માબાપને શત્રુ ગણવાં જોઇએ. જેઓ તે પ્રમાણે કરે છે તેઓ પાખંડી અને મહાપાતકી ગણાય છે. તેઓની સદ્‌ગતિ નથી. મહાશય ! કન્યાનાં જ્યારે લગ્ન થાય છે ત્યારે તેનામાં શું પરિવર્તન થાય છે? રૂપ, રંગ, ચહેરો, નામ, બધુંજ તેનું તે જ રહે છે. પરિવર્તન થાય છે કેવલમાત્ર કોઈ એક અદૃશ્ય પદાર્થનું. તેનું નામ—હૃદય, મન અને પ્રાણ. કન્યાદાન કર્યા પછી કન્યાના કાંઇ ચાર હાથ બહાર નીકળતા નથી અથવા ત્રણ આંખો પણ બહાર નીકળતી નથી. તે જ પ્રમાણે આ બાબતમાં પણ સઘળું તેનું તે જ રહેશે. માત્ર તે જ અનિર્વચનીય પદાર્થ ગોત્ર–તેનો માત્ર કહેવાતો ફેર થઈ કેવલ "ગોત્રાન્તર" થશે. પરંતુ

ખરું જોતાં પરિવર્તન માત્ર મનના ભાવનો અને પ્રાણુની ગતિનો થાય છે. તેવી જ રીતે સઘળું તેનું તે જ રાખો—મંત્ર, તંત્ર, સઘળું તેનું તે જ રાખો; કેવલ માત્ર પ્રાણુનું આકર્ષણ તે જ એક સ્વામી પ્રતિ રાખો. તેમ થવાથી માબાપનો આદર પણ મળશે અને સ્વામી—સોહાગિની પણ થવાશે. સ્વામી—સોહાગિની થવામાં કેટલો આનંદ છે, તે, સતી સ્ત્રીઓ જ જાણે છે. આદરિણીઓ જ તે અનુભવ કરી શકે છે; બીજાને તે દુર્બોધ્ય છે. જેઓ સ્વામી સોહાગને જાણતી નથી તેઓ જ વખતોવખત આદરિણીઓનો નાના પ્રકારે ઉપહાસ કરે છે માત્ર; પરંતુ સોહાગિની તો નિંદાખોરની નિંદા સાંભળતી પણ નથી. તેઓનો આનંદ તેઓ જ જાણે છે. એટલા જ માટે દિવાન રામકૃષ્ણ લખી ગયા છેઃ—

> "જેને કાલી નામામૃત—પીયૂષ પાને
>
> ચઢ્યું છે ઘેન રાત્રિદિવસ નયને;
>
> રામકૃષ્ણ કહે આવો જન સાંભળે શાને
>
> પારકી નિંદા નિજ કાને ?"

પ્રેમિક કોઈ દિવસ પણ પારકી વાત કાને પડવા દેતા નથી. તે તો પોતાના સુખમાં જ પોતે મસ્ત હોય છે. માટે જ કહું છું, કે, કશાનું પરિવર્તન કરવું પડતું નથી, પરિવર્તન કરવું પડે છે કેવલ માત્ર મનના પ્રવાહનું. વળી પ્રાણની વાત પ્રાણને જ કહેવાની હોય છે, બીજાને નહિ. "પોતાના ભજનની વાત, કહેવી નહિ જ્યાં ત્યાં." એક ગીત પણ મેં સાંભળ્યું છે કે "પ્રેમની એવી મનાઇ છે, કે, પ્રેમીએ

પોતાના પ્રેમપાત્ર શિવાય અન્ય પ્રતિ દૃષ્ટિ પણ કરવી નહિ, નહિ તો પ્રેમ રહેશે નહિ," ઇત્યાદિ. આનો અર્થ એ છે કે નિજજન શિવાય બીજાની પાસે પોતાના હૃદયની વાત કહેવી નહિ. તેમ કર્યાથી બન્ને વાત બગડે છે.

આપ લોકનો

હર

## પત્રાંક ૧૫

**શ્રીચરણમાં—**

આપની શારીરિક અવસ્થાના સમાચાર જાણી પ્રાણને કેટલું દુઃખ થાય છે તે તો મારા અંતરના અંતરમાં જે રહ્યો છે તે જ જાણે છે. ગમે તેમ હોય, કશી ચિંતા નથી. કૃષ્ણનો ખેલ કૃષ્ણને જ ખેલવા દો. કાંઇ ભય નથી; નિશ્ચિંત મને રહો. મહાશય, મૃત્તિકામાં જે જે બીજ વાવ્યાં હોય છે, તે સર્વે બીજ, સમય આવે, જેમ અંકુરિત થઇ, તેમાંનાં કોઈ ફલ ફુલથી શોભિત થઇ પોતે સુખ પામે છે અને બીજા જે તેને જુએ છે તેને પણ સુખ આપે છે અને વળી તેમાંના કોઇ અંકુરિત થઇને અલ્પક્ષણમાં મરી જાય છે, તે જ પ્રમાણે, જે જે કર્મબીજ જડિત આ દેહની સૃષ્ટિ થઈ છે, તે તે સર્વે બીજ અવસ્ય જ, સમય આવે, અંકુરિત થઇ જીવને કોઇ સમયે સુખ અને કોઈ સમયે દુઃખ આપે છે. તેટલા માટે આપના જેવા મનુષ્યે દુઃખ માનવું કદી પણ ઉચિત નથી. વખતોવખત એવા ઘણા પ્રસંગો આવશે અને ચાલ્યા પણ જશે; એના પ્રતિ કોઈ જાતનો પણ દૃષ્ટિપાત કર્યા વગર આનંદમાં દિવસો ગાળતા રહો. અહિંનો ખેલ જ્યાં સુધી પૂરો થાય નહિ ત્યાં સુધી બીજે કોઇ સ્થળે કોઇથી જઇ શકાતું નથી અને

અપૂર્વ પત્રાવળી

પ્રયત્ન કર્યાંથી પણ જવાતું નથી. ક્ષુધા, તૃષ્ણા, વગેરે જેમ શારીરિક ધર્મ છે તેમ જરા અને વાર્ધક્ય પણ શરીરનાં ધર્મ છે. એ બધા જો ન હોય તો, શરીર હોઇ શકે જ નહિ. દૈનિક પરિવર્તનોની સાથે રહીને શરીર પણ અનેક પ્રકારનાં પરિવર્તનોને આધીન થઈ રહે છે. આ પરિવર્તન અપરિહાર્ય છે, આ નિયમ અપરિવર્તનશીલ છે. માટે એથી દુઃખ માનવું, કે, શોક કરવો એ કોઇ રીતે પણ ઉચિત નથી............કશી ચિંતા કરશો નહિ.

અત્યન્ત આશ્રિત

હરિ

## પત્રાંક ૧૬

**શ્રીચરણમાં—**

મહાશય, આપનો પત્ર મળતાં જ દુર્યોધનના જેવી મારી અવસ્થા થાય છે. હર્ષ અને વિષાદ બંને સાથે જ ઉત્પન્ન થાય છે. પત્ર વાંચવો પૂરો થતાંજ મારી આંખમાં અશ્રુ કેમ આવે છે તે કળી શકતો નથી. બધા મને મહાનિષ્ઠુર ગણે છે; અને હું મહાપાખંડી છું ખરો, પણ ધન્ય છે આપના મંત્રબલને, કે, જેણે આટલા દૂરથી પણ મને ગુરૂત્વાકર્ષણની પેઠે ખેંચ્યો છે. ધન્ય તે મંત્રબલ અને ધન્ય તે મંત્રચાલક! મને વાવાઝોડામાં સુકાં પાંદડાંની પેઠે ઉડાડયો છે, અધીર અને અસ્થિર કરી મૂકયો છે. હું જાણતો નથી, કે, આનો અંત ક્યારે આવશે. આપનો ખેલ આપ જ જાણો છો. એ સત્ય છે મહાશય, કે સાપનો ફુંફાડો જોઇ હું ભય પામું છું, પણ દુઃખમાં દુઃખ એ થાય છે, કે t is too late now—હવે ઘણું મોડું થયું છે.

ગમે તેમ હોય, પણ કૃષ્ણે હજી પણ દયા કરી છે એ જ પરમ મંગલકારક વાત છે. મહાશય, સાપના વિષથી માણસ મરી જાય છે અને વળી વિષના જોરથી માણસ બચે છે પણ ખરો, એટલા માટે સાપમાં આ બે ગુણ છે. જે સાપે મને તેના ગુંચળામાં જકડી રાખ્યો હતો તેણે જ

જ્યારથી દયા લાવીને મને માર્ગ બતાવવાની તજવીજ કરી છે ત્યારથી મારામાં ચૈતન્ય આવ્યું છે અને ત્યારથી જ મેં તેના ચરણનું શરણ લીધું છે. એટલા માટે જ કૂતરી અને બિલાડીને પણ હું ઘણા આદર અને માનની સામગ્રી ગણું છું. સ્ત્રીમૂર્તિ–પછી તે કોઇપણ સ્વરૂપમાં હોય–મને બહુ પ્રિય લાગે છે; વૃક્ષોમાં અને પત્રોમાં તેજ સ્વરૂપ જોઈ હું આનંદમાં ડૂબી જાઉં છું. મહાશય, માફ કરજો, મેં શું કહેતાં, શું કહી નાખ્યું. પાગલનું બધું જ પાગલ. દયા કરજો, કે, જેથી હું પથભ્રષ્ટ ન થાઉં અને પથ ભૂલી જઈ વળી પાછો કાદવમાં ન પડું! અમૃત જાણી ખોબો ભરીને વિષ ન ખાઉં. જે કાંઈ મેં ખાધું છે તે હજુ સુધી પણ પચન થયું નથી. હવે જો હું વધારે ખાઇશ તો પ્રાણ જશે. મારા અંતરની વાત તમારી આગળ જ કહી છે. ક્ષમા કરજો. વિષ જ અમૃત છે અને વળી વિષ જ પ્રાણ નાશ કરનારૂં ઔષધ પણ છે. એ જ પ્રમાણે શક્તિ પણ પ્રાણનાશીની અને પ્રાણતોષિણી ઉભય–રૂપિણી છે. જે, જે ભાવથી આ મહાશક્તિને જુએ છે, તેને તે તેજ ભાવથી દર્શન આપે છે. તેના ચરણમાં એટલી જ પ્રાર્થના છે, કે, તે કાલી કરાલીરૂપે હવે મને દર્શન આપે નહિ. તેથી જ મને પ્રેમમયી રાધાનું રૂપ આટલું બધું પ્રિય લાગે છે. કામની પકવાવસ્થાનું નામ પ્રેમ, અને તે જ પ્રેમ–સ્વરૂપિણી તે મારી રાધા છે. અહીં કામની ગંધ શુદ્ધાએ નથી. એટલા માટે જ તો રાધાને સંગે લઇને કૃષ્ણ "મદનમોહન" એ નામ પામ્યા

છે. રાધા જો સાથે ન હોત તો તેમનું નામ રહેત કેવલ “મદન”. એટલા માટેજ (શુક–શારી સંવાદમાં) શારીએ (મેનાએ) રાધાને ઉદ્દેશીને શુકના પ્રશ્નનો ઉત્તર આપ્યો હતો:—

“यदा संगे राधा भाति तदा मदनमोहनः।
अन्यथा विश्वमोहोऽपी स्वयं मदनमोहितः॥”

અર્થાત્, જ્યારે સંગે રાધા હોય ત્યારે તે મદનમોહન, નહિ તો, વિશ્વમોહન છતાં પણ સ્વયં મદનમોહિત. મેં પ્રેમમયીનો આશ્રય લીધો છે, તો હવે તેની દયા થાય તો જ કૃતાર્થ થવાય. મને આશીર્વાદ આપો, કે, દયામયીની દયા પામું. મહાશય, અગ્નિ જ્યાં સુધી દૂર હોય ત્યાં સુધી જ તે શુભંકર છે; પાસે ગયા, કે, બાળી નાંખે. તે વખતે ભજન સાધન કાંઇ કામ નથી આવતાં. માટે કહું છું કે સ્ત્રી–રહસ્ય દૂર રહી જોવામાં જ મજાહ અને આનંદ છે. પાસે જતાં જ દગ્ધ અને જીવનશૂન્ય જડ થઇ જવાય છે. મહાશય, આ રહસ્ય દુર્ભેદ્ય અને ગંભીર છે. મહા મહારથીઓ આ વ્યૂહચક્રનો ભેદ કરી શક્યા નથી અને પરાસ્ત થઇ ગયા છે. આ સ્ત્રી છે, આ કન્યા છે, એમ ભ્રમમાં પડી એ શક્તિનો અનાદર કરતા નહિ. મહાશય, આંખે આંખ મેળવીને સાપ સાથે ખેલવું અથવા વાઘ સાથે લડવું પડે છે. આંખની પલક થતાં જ કાં તો દંશ, કે, કાં તો ભયંકર હુમલો. ઘણું જ સાવધાન રહેવું જોઇએ. અસ્ત્રાની ધાર ઉપર રહેવાનું જેને કહે છે તે ખરેખર આનુંજ નામ. કોણ જાણે આ દયામયીની

દયા હું પામીશ, કે, નહિ. તે તો જગત્-પ્રસવિની, પાલિની અને ગ્રાસકારિણી સર્વ એક સાથે જ છે. આપ, મહાશય, રસિક છો એમ જાણીને જ મેં તમારૂં શરણ લીધું છે. મને ભૂલાવામાં નાખતા નહિ—દયા રાખજો. ખરેખર હું અતીવ ભ્રાન્ત છું અને જાણુતો નથી કે, શેનાથી શું થશે. મારે કામ કરવાનું છે તે એ જાતનું છે. કાંઈ પણ મનમાં લાવશો નહિ. જેવી રીતે સૈતાને ઇવને ભૂલાવીને પાપને રસ્તે લઈ જવા માટે તેના વેણીબંધન માટે સરલ સર્પાકાર ધારણ કરી પોતાનું કાર્ય સિદ્ધ કર્યું હતું તેવી રીતે મેં પણ કલિનો ચર થઈ મનુષ્યના આકારમાં મનુષ્યને કુપંથે લઈ જવા માટે આ વેશ લીધો છે. મારૂં અંતર્ અને બાહ્ય એમ ભિન્ન સ્વરૂપ હોવાથી જ મને ઓળખવામાં આપને આટલું કષ્ટ પડે છે... ..........આપ લોકો આનંદમાં છો એમ સાંભળીને મને મહા આનંદ થાય છે અને સદા એવું જ સાંભળવાની ઇચ્છા રહે છે.

**આપ લોકનો ખરીદલો દાસ**

**ટેર**

## પત્રાંક ૧૭

**પ્રિયતમ ક્ષીરોદ,**

મારે માટે વૃથા ચિંતા ન કરતાં તે ચિંતામણિની ચિંતામાં રાત્રિદિવસ ડૂબ્યા રહો. તેમ થયેથી જ સુખમાં રહેશો. અનુરાગ મુખથી પ્રદર્શિત થાય ત્યારે તેને કામ કહેવાય છે, અને અંતરમાં રહેથી જ તેને પ્રેમ કહેવાય છે. માટે કહું છું, કે, અનુરાગના સ્રોતને અંતરમાં વાળવાની ચેષ્ટા કરો. વાણીથી 'હાય હાય' કરવું કાંઇ કામનું નથી. તમારો પ્રેમ તમે જેના ઉપર રાખો છો તે પણ સમજી શકે નહિ. પ્રાણનું આકર્ષણ પ્રાણમાં જ રાખો, બોલવા જતાં ગમે તેમ થઇ જશે. મનનો ભાવ મુખે પ્રકાશ કરેથી ગાંડા માણસની લવારી શિવાય અન્ય કાંઈ ગણાશે નહિ. મુખની વાતથી આંખમાં અશ્રુ આવતાં નથી. હૃદયની વાતથી હૃદય ધવાય છે. પાગલની માફક મેં આ શુંનું શું બોલી દીધું, તેનો જરા વિચાર કરી જોજો. તમારા પ્રેમ-ધનને હૃદયનો રાજા કરી રાખજો, પરંતુ અન્ય કોઈને પણ જાણવા દેતા નહિ. ચરણે પડ્યાથી પણ પ્રેમ થતો નથી, તેમ પાસે બેસીને રોવાથી પણ પ્રેમ થતો નથી. પ્રેમ મન અને પ્રાણમં હોવો જોઇએ, નયનમાં નહિ. તમે પ્રેમ રાખો અને બીજાને આ પ્રમાણે પ્રેમ રાખતાં શીખવો.

પાસે રહેવાથી આવી રીતે પ્રેમ રખાતો નથી. એટલા માટે પ્રેમધનને પહેલાં પહેલાં તો દૂર જ રાખવું જોઈએ. જ્યારે રોતાં રોતાં અને ચિંતવન કરતાં કરતાં સામાન્ય કામવાસના બળીને ભસ્મ થઈ જાય છે ત્યારે પછી જે કાંઈ રહે છે તેજ વિશુદ્ધ સ્નેહ છે–તેનું જ નામ પ્રેમ. આ વાત ધ્યાનમાં રાખજો અને તમારા પત્નીને પણ કહેજો. હું સારી પેઠે છું. મારે માટે કાંઈ ચિંતા કરતા નહિ.

શ્રીહરનાથ

## પત્રાંક ૧૮

**શ્રીનૃસિંહ બાબુના ચરણમાં,**

મહાશય! એક નિવેદન–આગામી ઉપનયન સંસ્કારના પ્રસંગ ઉપર આપ લોકો જરૂર પધારજો. મારાં **શુક અને શારી** આવનાર છે અને વૃંદાવનથી મારાં મા પણ આવશે–એટલાથી પણ અભિમાનિનીના મુખ ઉપર જો તમે હાસ્ય ન જુઓ તો બે એક હાસ્ય ડિબ્બીનાં લઇને પણ તેના મુખ ઉપર સુંદર લગાડી ચ્હોંટાડી દેજો. મહાશય! મન રીઝવતાં રીઝવતાં મારો જન્મારો ગયો. કોઈ સમયે કોઈ રૂપ એવા મારા શેઠના મન રીઝવવાને હું પણ સમયાનુસાર ઠીક તેવોજ થઇ જાઉં છું. મહાશય, મને નરમ જોઇને તેઓએ મને બહુરૂપી સજાવ્યો છે. તેઓની અસીમ શક્તિ છે, બધુંએ કરી શકે, કાંઇ પણ અસંભવિત નથી. આપણને ભૂલવી ભોળવી, મુખે શાહી ચોપડી, વાંદરા જેવા બનાવી જુએ છે અને હસે છે. જેઓ આ પ્રમાણે થવા ચાહતા નથી તેને એકીવારે પદભ્રષ્ટ કરે છે. બંને તરફ વિપદ. આ સ્થલે જગા ભાંડનો વેશ લીધા શિવાય બીજો ઉપાય નથી. ધન્ય છે તેઓની શકિતને! તાકાત છે, કે, તેઓની વિરૂદ્ધ એક પણ શબ્દ બોલાય, કે, એક ડગલું પણ ભરાય? તેઓ જે બોલાવે છે તે બોલું છું

# અપૂર્વ પત્રાવળી

અને જે કરાવે છે તે કરૂં છું. જ્યાં તેઓ મને દોરવી લઈ જાય છે ત્યાં જાઉં છું. જવા આવવાની ચાવી તેઓના હાથમાં છે. તેથીજ તેઓને આટલો ગર્વ અને આટલો અહંકાર છે. મહાશય! શું કરૂં? મારામાં શક્તિ મળે નહિ તેથી સહન કરવું પડે છે. લગભગ ઘણાઓની મારા જેવી લાચાર અવસ્થા હોય છે. કેટલાક બોલી બતાવે છે અને કેટલાક મુંગે મ્હોડે માર ખાઇને પડ્યા રહે છે—પરંતુ અવસ્થા તો બંનેની એક સરખી છે. ધન્ય છે તે દયામયીઓને! વધુ શું કહેવું? ઘણું થયું છે.

આપ લોકનોજ

દેર

## પત્રાંક ૧૯

**શ્રીચરણમાં,**

મહાશય, એકવાર જુગલ થઈ ઉભા રહો. હું વિજયાદશમીના પ્રણામ કરી લઉં. મહાશય, જેને આવો દફતરી છે તેને વળી પત્ર લખવાની ચિંતા શા? મારી માફક આંધળા અને લંગડા ઘોડા ઉપર ચડીને તમારે તો હિમાલય ઓળંગવો પડે તેમ નથી; આપને શેની ચિંતા? આપને જેવો છે.........તેવો એકાદ ઍટૉર્ની જો મને મળત તો હું બૅરીસ્ટરનો ધંધો ચલાવી શકત.

મહાશય, આ સઘળું ખાજો, પણ એથી જ કાંઈ ફાયદો થાય છે એમ ધારતા નહિ. સઘળા રોગોની મહૌષધિ એકમાત્ર "કૃષ્ણનામ" છે. કૃષ્ણનામ ભવરોગની મહૌષધિ છે. કૃષ્ણનામ જ સઘળાનું મૂલ છે. કૃષ્ણ જ સર્વ કારણનું મૂલ કારણ છે. પૃથ્વીમાં આશ્ચર્ય જેવું જે કાંઈ પણ જણાય તેને કૃષ્ણનો જ ખેલ જાણવો. મનુષ્યકૃત સમજી ભ્રાંતિમાં પડશો નહિ. જીવમાં કશી શક્તિ નથી. જીવ પુતળું છે—કૃષ્ણ સૂત્રધાર છે. તેઓ જેમ નચાવે છે, તેમ તે નાચે છે. મન, વાણી અને કર્મથી કૃષ્ણનું દાસત્વ અંગીકાર કરો. ચિરકાલ સુખમાં રહેશો અને નિશ્ચિંત થશો. મનુષ્યને મનુષ્ય તરીકે ગણવા; કૃષ્ણને કૃષ્ણ તરીકે ગણવા; જીવને

કદી પણ કૃષ્ણ તરીકે ગણતા નહિ. એટલા માટે જ શ્રીમતી રાધિકા જ્યારે કૃષ્ણ દર્શન કરીને ઘેર આવ્યાં અને સખીઓએ તેમની ચંચલતાનું કારણ પૂછ્યું, ત્યારે શ્રીમતી બોલ્યાં કેઃ—

"હે સખિ! મેં કેવી તે મોહનમૂર્તિ જોઇ! જાણે, કે, પ્રેમરસનો જ સાર. આ ત્રણ ભુવનમાં જેની તુલના જ નથી એમ મારા મનમાં આવે છે."

મને લાગે છે, કે, તેમની તુલના તેમનામાં જ છે. માટે જ કહું છું, કે, કૃષ્ણની તુલના કૃષ્ણ જ. માટે નિવેદન એ કે, જીવની સાથે કૃષ્ણની તુલના કરશો નહિ. કૃષ્ણપાદપદ્મનું કાયમનોવાક્યે શરણ લઈ અને કૃષ્ણપ્રેમમાં પ્રાણ ઢાળી દઈ ચાલ્યા કરો— તમે જોશો, કે, કેટલું બધું સુખ અને કેટલો આનંદ છે. આપ કૃષ્ણ માટે પાગલ થશો તો જ કૃષ્ણ પણ આપને માટે પાગલ થશે. કૃષ્ણને માટે જ્યારે રાધા અત્યંત વ્યાકુલ અને કૃષ્ણપ્રેમમાં એકાવારે ઉન્મત્ત થયાં, ત્યારે કૃષ્ણની અવસ્થા વિષે ચંડીદાસ લખી ગયા છે કેઃ—

"ઉઠતાં કિશોરી, બેસતાં કિશોરી, કિશોરી જીવન–સાર
શયને કિશોરી, સ્વપ્ને કિશોરી, કિશોરી ગળાનો હાર."

ઇત્યાદિ. માટે કહું છું, કે, જો કૃષ્ણને રડાવવા ચાહતા હો તો તમે પોતે કૃષ્ણ નામોચ્ચાર કરી રડો. કૃષ્ણને જો તમે પાગલ કરવા ચાહતા હો, તો, કૃષ્ણનામમાં તમે પોતે પાગલ થઈ જાઓ. જો કૃષ્ણનો પ્રેમ મેળવી અમર થવા ચાહતા હો, તો, તેમના ઉપર પ્રેમ રાખો. જેમ હડખાયલે કૂતરે, કે,

## પાગલ હરનાથ

શિયાળે કરડેલ વ્યક્તિ જલને અને સ્થલને વિષે કૂતરાની અને શિયાળની મૂર્તિ દેખ્યા કરે છે, તેમ કૃષ્ણભક્તગણ પૃથ્વીના સર્વે પદાર્થોમાં કૃષ્ણમૂર્તિ દેખ્યા કરે છે. એટલા માટે જ ચૈતન્યચરિતામૃતમાં લખ્યું છે કેઃ—

"સ્થાવર જંગમ કશું દેખે નહિ,
દેખે માત્ર તેની મૂર્તિ;
જ્યાં જ્યાં નેત્ર પડે,
થાય છે ત્યાં ઇષ્ટ–સ્ફૂર્તિ."

'કૃષ્ણ' 'કૃષ્ણ' કહેતાં કહેતાં આવી જાતની અવસ્થા એક દિન નક્કી આવશે. એમાં કાંઇ પણ સંદેહ નથી. હવે રજા આપો તો પોથી બંધ કરું. હવે તમે પાન સોપારી ધરો તો હું પણ ટીપણું, પોથી બધું બંધ કરી એકવાર અંતઃપુરમાં જાઉં. ભિખારીને એક સ્થાને બેસી રહેવું કેમ પરવડે? પાંચ ઘરે ફરનારા કૂતરાનું એક ઘરે પેટ કેમ ભરાય?..............મેં અનેક અપરાધ કર્યા છે, માફ કરજો.

આપ લોકનો

હર

## પત્રાંક ૨૦

### પ્રાણપ્રિય રાધા, ( રાધાવિનોદ નિયોગી ),

બાબા, તમારાં છોકરાં મધુર રાધાગોવિંદનું નામ લે એમાં વળી આશ્ચર્ય શું છે? ગર્ભના ગુણ પ્રમાણે છોકરાં સારાં, કે, નરસાં થાય છે. મારાં માતા જેવાં કૃષ્ણને વિષે અનુરાગવાળાં છે, તો છોકરાં પણ તેવાં જ થાય તેમાં તો સંદેહ જ નહિ. હા, ચૈતન્યચરિતામૃતની અંત્યલીલાનો ત્રીજો અધ્યાય વાંચજો–જરૂર વાંચજો. બાબા રાધા તમે બંને જણ પ્રેમમાં તણાઈ જાઓ–હું જોઉં. બાબા! કામ અને પ્રેમ એક જ વસ્તુ છે–પણ ભેદ માત્ર એટલો જ છે, કે, કામ પ્રાકૃત છે અને પ્રેમ અપ્રાકૃત છે. મનોવૃત્તિ નીચ પથ પ્રતિ લઇ જનારી થયેથી જ તેનું નામ કામ; અને કૃષ્ણના પથમાં અનુરાગવાળી થયેથી તેનું નામ પ્રેમ. કામ લોહ છે, પ્રેમ સુવર્ણ છે. લોહ, પારસમણીના સ્પર્શથી, સુવર્ણ થઇ જાય છે. ચૈતન્યચરિતામૃત સારી રીતે વાંચજો. એ ત્રણ વાર વાંચવું જોઇએ. પાર્થિવ કામ પણ તેવો જ છે. કૃષ્ણાનુરાગી થવાથી સુવર્ણની પેઠે પ્રેમરૂપમાં પરિણત પામે છે. માટે જ મારી પ્રાર્થના છે, કે, તમે બંને અહરહ: કૃષ્ણપ્રેમમાં મત્ત રહી બીજા સર્વેને પણ મત્ત કરી મૂકો. આ ક્ષણસ્થાયી પૃથ્વીની કોઈ પણ વસ્તુમાં પ્રાણ દેતા નહિ.

તેમ કર્યાથી દુઃખી થવું પડશે. આ દુનિયાની સઘળી વસ્તુ માત્ર બાજીગરની બાજી જ છે; ઘડીકમાં એક જાતની, વળી ઘડીકમાં બીજી જાતની. માટે કહું છું, કે, આ ભ્રાન્તિમાં ભોળવાશો નહિ. એકમાત્ર કૃષ્ણ જ અપરિવર્તનશીલ અને ચિરસ્થાયી છે. માટે તેમના ઉપર પ્રેમ રાખતાં શીખો. કોઈ વાર પણ તે ખોવાશે નહિ અને તમારે રડવું પડશે નહિ. કેમકે જે વસ્તુ કોઈ વાર પણ ખોવાય નહિ—નાશ થાય નહિ—તે ચિરદિન સમાન ભાવે જ રહે છે. ખાતાં, સૂતાં તેમનું જ ચિંતવન કરો. અવકાશ મળે તેમનું જ નામ લીધા કરો, તેમ કર્યાથી પ્રેમમાં ડૂબી જશો. કૃષ્ણ ઘણા દયામય છે, અવશ્ય કરૂણા કરશે, કાંઈ ચિંતા નહિ.

બાબા રાધા, તમે લોકો મળ્યાથી હું ધન્ય થયો છું. હું તો મહાપાતકી છું. તેથી જ તમારા સઘળાના પાપનો બોજો મારે માથે લેતાં હું જરા પણ ભય કરતો નથી, કે, સંકોચ પામતો નથી. જે તમને મળે તેમને કહી દેજો, કે, તેઓ પોતપોતાનાં પાપનો બોજો મારે માથે મૂકી તેઓ નિષ્પાપ અને પવિત્ર થઈ પ્રેમમય હરિને પ્રાણ ખોલી પુકારે. નરક મારે માટે ભયનું સ્થાન નથી. તમને લોકોને સુખી અને પ્રેમી જોઈ હું મહાઆનંદથી નરકમાં પણ કાલ નિર્ગમન કરી શકીશ. ગમે તેમ થાય, બાબા, તમે લોકો નિશ્ચિંત મનથી હરિપ્રેમમાં મત્ત રહો. કાંઇ ચિંતા નહિ—ત્રિતાપની છાયા પર્યંત તમને લોકોને સ્પર્શ કરી શકશે નહિ. અભિમાન-શૂન્ય થઈ મારા નિતાઈનું

શરણ લો. તેઓ તમને આદરથી પોતાના ખોળામાં બેસાડી કૃષ્ણપ્રેમ આપશે. તેઓ બહુ દયામય છે, પરંતુ અભિમાનીની તરફ તેવા નથી. અભિમાનીની તરફ તેઓ વજ્ર કરતાં પણ કઠણ છે. માટે કહું છું, કે, અભિમાન મૂકી નિર્મલ થાઓ. પ્રેમ–પુષ્પમાં અભિમાન જ વજ્રકીટ સ્વરૂપ છે. માટે કહું છું. કે, જો પ્રેમ ચાહતા હો, તો, અભિમાન છોડો અને જેને તમે મળો તેને પણ આજ કહેજો.

તમારા લોકનો

હર

## પત્રાંક ૨૧

પ્રાણપ્રિય રાધા,

ખરેખર ગોપીઓ કરતાં કૃષ્ણને બીજું કોઇ પ્રિય નથી. આ કારણથી તેઓ કરતાં શ્રેષ્ઠ પણ કોઇ નથી. અને તે પ્રેમમયી ગોપીઓ જે સ્થાને રહે છે તેનું નામ વૃંદાવન. આ કારણથી વૃન્દાવન કરતાં વધારે શાંતિમય અને પ્રેમમય સ્થાન બીજું કોઇ નથી. ગોપીઓના જેવો પ્રેમ ન થાય, તો, તે પ્રેમના રાજ્ય વૃંદાવનમાં કોઇ જવા પામતા નથી. પ્રેમના રાજ્યમાં નીરસ, શુષ્ક વસ્તુને જવાને, કે, રહેવાને સ્થાન મળતું નથી. પ્રેમના રાજ્યમાં પ્રેમના ખેલ, પ્રેમના મેળ, પ્રેમ સિવાય ત્યાં કશું જ નથી. તે પ્રેમ જો શીખવો હોય તો ગોપીઓને પગલે ચાલવું જોઇએ. ગોપી–અનુગત થવાથી, ગોપી–ભજન કરવાથી, તે પરમ દયામયીઓ દયા કરી તમને અને મને તે પ્રેમ–નિકુંજમાં બોલાવી લેશે. તે વખતે બધું અભિમાન જતું રહેશે, એકમાત્ર પ્રેમ રહેશે. જ્ઞાન, વિજ્ઞાન, કાંઇ પણ તે સ્થાને જઇ શકતાં નથી. પ્રેમના રાજ્યમાં જ્ઞાન ચાલી શકતું નથી; ત્યાં જ્ઞાનનો આદર નથી. પ્રેમની મૂર્તિ એવા એક બાલકને ખોળે લઇ જો લાડ કરશો તો તે આનંદથી લાડશે, પરંતુ જો કોઇ પંડિત તેને વિજ્ઞાન સમજાવવા જશે, તો, તે એટલું

સુખ પામશે નહિ. તે જ પ્રમાણે પ્રેમમય તે વૃંદાવનમાં જ્ઞાન, વિજ્ઞાન કશું છે જ નહિ. પ્રેમમાં અનુરક્તા એવી સ્ત્રી સાથે જો કોઈ પ્રેમની વાત ન કરે અને જટિલ અને ગૂઢ શાસ્ત્રકથા કહેવા માંડે, તો, તેમ કરવાથી તે વ્યક્તિ જેમ હાસ્યાસ્પદ થઈ પડે છે, તેવી જ વાત જ્ઞાનની વૃંદાવનમાં છે. ત્યાં પ્રેમ સિવાય બીજા કોઈને સ્થાન નથી. માટે કહું છું કે, બાબા, પ્રેમથી તે પ્રેમમૂર્તિ હરિને બોલાવતા રહો. અવશ્ય મનસ્કામના પૂર્ણ થશે.

તમારા લોકનો

હર

## પત્રાંક ૨૨

**બાબા અનુકુલ,**

હું તમને 'બાબા' કહું છું તેથી જ મને લાગે છે, કે, તમને આટલું કષ્ટ થાય છે. બાબા. મને ભુલી જાઓ. તેમ થયેથી જ તમે સુખમાં રહેશો. મારૂં ભાગ્ય સારૂં નથી, તેથી તમને કષ્ટ પ્રાપ્ત થાય છે. શું કરૂં, બાબા, મારાં પાપનું પ્રાયશ્ચિત્ત થાય છે; કાંઇ ચિંતા નહિ. આ સંસારમાં કોઈ પણ વસ્તુ ચિરદિન માટે નથી. સુખ દુઃખ સર્વે આવે છે અને ચાલ્યાં જાય છે. એમાં મુગ્ધ થવું કદી પણ ઉચિત નથી. મુગ્ધ થયેથી જ અધિક કષ્ટ પ્રાપ્ત થાય છે. જેઓ જેટલા પ્રમાણમાં આ ક્ષણસ્થાયી સંસારમાં મચ્યા રહે છે તેઓને જ્યારે એ છોડવો પડે છે ત્યારે તેટલા જ પ્રમાણમાં કષ્ટ થાય છે. માટે કહું છું કે બાબા, કોઇ પણ ચીજ માટે ઘણી આસક્તિ રાખતા નહિ. સર્વ વસ્તુ પોતપોતાના નિયમ પ્રમાણે આવે છે અને જાય છે; કોઇ પણ નિયમની બહાર નથી. સર્વ તે જ દયામય કૃષ્ણની ઇચ્છાને અધીન છે, તો પછી એટલો ભય શા માટે રાખો છો? કોઇમાં પણ અતિ આસક્તિ રાખતા નહિ. કોઈ પણ વસ્તુમાં ઘણા મુગ્ધ થતા નહિ. જો ઘણી આસક્તિ રાખવા ચાહતા હો અને ઘણો આદર

અને કાળજી રાખવા ઇચ્છતા હો, તો, તે કૃષ્ણ નામ અને કૃષ્ણ વિષે રાખો. એમ કરેથી ચિરકાલ સુખમાં રહેશો મનુષ્યને મનુષ્ય ગણી ચાહતાં શીખો; પરંતુ વધુ ચાહ રાખી ઠગાતા નહિ. વર્તમાનમાં સંતુષ્ટ રહો, ભવિષ્યની ચિંતામાં વૃથા દુઃખી થશો નહિ.

શ્રી[illegible]

## પત્રાંક ૨૩

**શ્રીચરણમાં,**

મહાશય, આજે આપે મને ઓળખી કહાડ્યો. હું પણ આજે નિશ્ચિત થયો છું. આની પૂર્વે મને હમેશાં ચિંતા રહેતી હતી, કે, પાછળથી મહાશય મને ઓળખી કહાડશે. ઘણીવાર ડાહીનો ઘોડો રમવો પડ્યો હતો. હવે તો ખુલ્લા દિલે બહાર ફરી શકીશ. મહાશયનો આજે પત્ર વાંચી ઘણા દિવસ પૂર્વે શીખેલું એક ગીત મને યાદ આવ્યું છે:—

"ગુરુજી ! રાત્રિનો સમય હોવાને લીધે હું તમને ઓળખી શક્યો નહિ;
બે હાથમાં બે વેંગણ લઈને તમે આમતેમ કૂદતા હતા,
વળી પૂછડું ઉંચું કરી સાત સરોવરનું પાણી પીતા હતા !!"

ગમે તેમ હોય, આજે આપે મને ઓળખી કાઢ્યો છે. હવે મને આસમાને ચઢાવતા નહિ. હું જ્યાંનો હોઉં ત્યાં જ રાખજો. હવે મહાશય, દાસને દાસ જાણી ચરિતાર્થ કરજો—એજ મારી પ્રાર્થના અને નિવેદન છે. શ્રીધામ વૃંદાવનથી આવીને મહાશયે જે પત્ર લખ્યો હતો તેમાં પણ

માત્ર આપની એકલાની જ વાત લખી હતી. તેથી કરીને મારા પ્રાણને અપાર આનંદ થયો નહિ અને તેટલા જ માટે હું પણ મહાશયની આગળ હાજર થયો નહિ. અપરાધ તો થયો છે ખરો, પણ શું કરું ? હવે તો ક્ષમા કરી મને આનંદિત કરો. "**क्षमा रूपं तपस्विनाम्**". માટે આજે ક્ષમાનો ભિખારી થઈ હાજર થયો છું. મહાશયની જેમ ઇચ્છા હોય તેમ કરો. મારાં વહાલાં શ્યામા માને જોઈ આપ લોકો આનંદિત થયા છો સાંભળી મને ઘણો જ આનંદ થયો છે; પણ વળી ઘણો ભય પણ પામ્યો છું. રખે, મને જોઇને વળી માની ઉપરની આ શ્રદ્ધા અને ભક્તિ સઘળી જતી રહે. હું માનું નામ ડૂબાડનાર છોકરો થયો છું. કોણ જાણે મારી શી ગતિ થશે ? મારાં મા તો તમે તેમને જેવાં કહેવા ચાહો તેવાં જ છે; ખરેખર તેઓ પ્રેમમયી, દયામયી અને સ્નેહમયી છે–અને જેને જેને 'મયી' પ્રત્યય લાગે તે સર્વે ગુણો એક સાથે જ મારાં માતામાં રહ્યા છે. માને 'મા' કરીને બોલાવતાં હું કૃતાર્થ થયો છું અને હું પોતાને મહા-ભાગ્યવાન સમજું છું. જો તેઓ એવાં પ્રેમવાળાં ન હોય તો શું કૃષ્ણ વળી પાછા બંધાય ખરા ? કૃષ્ણ કેવલ એવા લોકના જ તાબામાં છે. મહાશય ! કૃષ્ણને ચાહતાં કૃષ્ણ પોતે જ શીખવે છે. તેમ ન હોય તો જીવની શી શક્તિ છે, કે, તેમના ઉપર પ્રેમ રાખી શકે ? માટે જ જેઓ કૃષ્ણના ઉપર પ્રીતિ રાખે છે તેઓ (સામાન્ય) જીવ નથી;

તેઓ તે જ મહાનંદમય ગોલોકધામના નિત્યવાસી અને તે જ રસમયના નિત્ય સહચર છે. પણ એક વાત તો આપ જાણો છો, કે, કૃષ્ણના ખેલમાં પ્રધાન ઉપાદાન સ્ત્રી છે. એઓની સાથે જ કૃષ્ણના મનનો મેળ વધારે છે. એઓની પાસે જ કૃષ્ણ ગિરફતાર છે. પ્રકૃતિથી છૂટા પડતાં જ તે નિર્ગુણ, નિષ્ક્રિય, નિરાકાર અને પરમ બ્રહ્મરૂપે દેખાય છે. એવી વસ્તુ હોય, કે, ન હોય તે બંને સમાન જ છે. એટલા માટે જ મહાશય! આ જગતની સર્વ સ્ત્રીલોકને મન અને પ્રાણ વડે આદર કર્યાથી કોઈને કોઈ વખતે પણ કૃષ્ણ-કૃપા મળશે જ મળશે. પ્રકૃતિની વિરૂધ્ધ કોઈ કદી પણ સ્થિર રહી જય લાભ મેળવી શકતું નથી. કારણ તો મહાશયને ઠીક યાદ હશે. જે દિવસે લંકાના દ્વાર વાનર સૈન્યે કબજે કર્યાં હતાં, ત્યારે પ્રમીલા ઇંદ્રજીતને મળવા માટે લંકામાં પ્રવેશ કરવા જતાં જ્યારે વાનર સૈન્યે દ્વાર નહિ છોડ્યાં ત્યારે તે રણપ્રાર્થિની થઇ પોતે જ રામચંદ્રની પાસે આવી. ત્યારે રામે મહાવિપત્તિ ગણી તેને સ્તવન અને સ્તુતિથી સંતુષ્ટ કરી અને વાનરોને-આદેશ કર્યો, કે, આ મહાશક્તિનો પથ કોઇ પણ રોકે નહિ. આમ હતું, તો, પછી પામર જીવની વાત તો શી કહેવી? આ તો સ્થૂલ પ્રકૃતિની કથા છે. વળી ગોલોક, કે, વૃંદાવનની મહાપ્રકૃતિઓની વાત તો કોણ જાણે, કહો જોઉં? તે પ્રકૃતિઓ જેમના ઉપર દયા કરે છે તેઓ જ કેવલ સમજી શકે છે. જેઓ કૃષ્ણની ઇચ્છા શક્તિ છે અને જેઓ કૃષ્ણને પલકે પલકે ફેરવતી

વિચર્યા કરે છે તેઓની શકિતનું માપ કોણ કરી શકે ? એટલા માટે જ પ્રકૃતિ માત્રનો આદર કરી ચાલવું એ સારૂં છે. કારણ કે, કોણ જાણે, મહાશય, કયા વનમાં વાઘ સૂતો છે અને ક્યારે ઉઠીને એકીવારે ગ્રાસ કરી લેશે ? જૂની કહેવત છે કે—અજાણી નદીમાં કદી પણ તરવા પડવું ઉચિત નથી. કોણ જાણે કદાચ મગર આદિ ગ્રાસ કરી લે. માટે નિવેદન એ, છે, કે જ્યારે આ મહાસમુદ્રના કિનારા વિષે કાંઈ પણ ખબર નથી ત્યારે દૂર થકી જ જલસ્પર્શ કરી નમસ્કાર કરવા એ જ યોગ્ય છે. આ રીતે કરવાથી પછી ભયનું કાંઇ પણ કારણ રહેશે નહિ. નિશ્ચિંત મને જીવન ગાળી શકાશે. તેઓનો ખેલ તેઓ જ જાણે છે. પામર અભિમાની પુરૂષો તે શું જાણે ? સમજ્યા વિના કંઇ કંઇ રીતે આ મહાસમુદ્રને હલાવવાને પ્રયત્ન કરે છે, પરંતુ તેઓને ખબર નથી, કે, જેમાંથી સુધાકર ચંદ્રની ઉત્પત્તિ થઈ છે તેમાંથી જ જીવનાશક વિષ પણ નીકળ્યું છે. ગમે તેમ હોય, મહાશય, પરચર્ચા શું કરવા કરવી ? આપ સૌ સારી પેઠે સુખમાં અને આનંદમાં રહો તો મને ઘણો આનંદ થાય છે અને થશે. હવે એકવાર આપ જોડાજોડ ચાર પગે ઉભા રહો. હું ધીરે ધીરે એકવાર પ્રણામ કરી ચાલ્યો જાઉં. જુગલ રૂપ સિવાય આ આંખને બીજું કાંઈ ગમતું નથી માટે જ આ પ્રાર્થના.

**આપ લોકની દયાનો ભિખારી**

**હરિ**

## પત્રાંક ૨૪

શ્રીચરણમાં,

મહાશય, ખરેખર નિર્જનવાસ કરતાં આનંદનો વાસ બીજે કોઈએ નથી. આ અનંત બરફથી આવૃત પર્વત ઉપરના અનંત સ્થાનોમાં તેની અનંત લીલા જોઉં છું અને તલ્લીન થઈ જાઉં છું. ત્યારે મહાશય, "O Solitude! Where are thy charms that sages have seen in thy face?" etc., એ વાત ઠીક પાગલના જેવી શું નથી લાગતી? હવે હરિ બોલો અને આનંદમાં ડૂબી જાઓ. તમે એકલા તે કેટલો આનંદ ભોગવશો? આનંદરૂપી મહાસમુદ્રનું એકલા પાન કરી વળી કેટલો સુકવી નાખવા ધાર્યો છે? તેના કરતાં સર્વેને સાથે લઈ જઈ તૃપ્તિપૂર્ણ પાન પણ કરજો અને પછી પાન કરવા માટે ઘડા ભરી લાવી પણ શકશો. હવે જે મળે તેને પ્રેમ–સમુદ્રમાં સાથે લઈને જાઓ. હવે કોઈને પૂછવા દેવાની વાત નથી. અનેક જીવને સાથે લઈને જ તો મહારાસ થાય છે, કેમ, ખરૂં કે નહિ? એક પાગલની વાત કહું—શિવજી પણ એકલા રહેવાનું પસંદ કરે છે એમ તમને લાગે છે, પરંતુ જ્યારે પ્રેમ–સમુદ્ર ઉપર તેમની પણ નજર પડે છે ત્યારે બીજા કોઈ ન મળતાં છેવટે ભૂત, પ્રેત,

પિશાચને લઈને પણ આનંદથી ડમરૂ વગાડતાં આનંદમાં ઘેલા થઈ જાય છે. મહાશય, ગુપ્ત રીતે નિશો કરવામાં મજાહ નથી. નિશાના અમલથી રસ્તા ઉપર બે ચાર વાર પડી ન જવાય તો નિશો કર્યો શું કામનો? હજારો લોકો આનંદ પામે, હજારો લોકો તાળી દઈ નાચે, ત્યારે તો આનંદ થયો કહેવાય. એમ ન થતાં રાત્રે એકલાં છુપી રીતે નિશો કર્યાથી વળી શો આનંદ થવાનો છે? એ તો માત્ર ઔષધ સેવન કરવા જેવું છે. માટે જ તો ઔષધને અમૃત કહેવડાવવા માટે મારા પ્રભુએ નિતાઈ રૂપે દ્વારે દ્વારે પ્રેમ વહેંચી જગતને મસ્ત કર્યું હતું. હવે વળી ચોરી શી છે? મદ તો પીધો છે. હવે માત્ર રસ્તામાં આળોટવાનું બાકી છે. મારી વાતમાં કશો ઢંગધડો નથી. એના ઉપર કશું ધ્યાન આપતા નહિ. એને પાગલનો પ્રલાપ ગણી માફ કરજો. મહાશય, માળી થઈને વૃક્ષ તો રોપ્યું છે; હવે એટલી ચેષ્ટા કરવી ઉચિત છે, કે, જેથી એનાં ફળ પણ પરમ મધુર થઈને જે ખાય તેને આનંદ આપી શકે. મારે માટે ચિંતા કરશો નહિ, તોપણ તેથી મને ભૂલી તો જશો જ નહિ.

આપ લોકનો દાસ

હર

# પાગલ હરનાથ

## પત્રાંક ૨૫

**શ્રીયુક્ત કૃષ્ણદાસ શીલ,**

ભાઈ કૃષ્ણલાલ રે ! આજે તમારો પત્ર વાંચીને હું કેટલો રડ્યો છું તે તો તે ગુપ્ત ધનરૂપી ગુપ્ત બંધુએ જ જોયું છે. તે દયામય હરિની દયાનો મને આ કાંઇ પ્રથમ અનુભવ નથી. મેં તે અનંત શક્તિમયનાં અનંત અને અજસ્ર દયાનાં દૃષ્ટાંત જોયાં છે અને રોજ રોજ જોઉં છું પણ ખરો, તેમ છતાં હું એવો તો પાખંડી, ભ્રમાંધ અને બુદ્ધિભ્રષ્ટ છું, કે, તેમના પ્રેમમાં ડૂબી શક્યો નહિ. સર્વદા આકુલ પ્રાણથી મૃગજલ જેવી આશા પાછળ દોડી આશામાં ને આશામાં વ્યર્થ કાલ નિર્ગમન કરું છું. ભાઇ રે ! આજે તમારો પત્ર વાંચી વ્યાકુલ થઈ વ્યાકુલ-પ્રાણે તે કિનારા વગરના મહાસાગરના કર્ણધારને બૂમો પાડવા લાગ્યો. પણ ભાઇ, પૂર્વનાં પાપની સ્મૃતિએ મને તે આનંદથી વંચિત કરીને અગાધ અને દુસ્તર નિરાશા-સમુદ્રમાં ફેંકી દીધો. ભાઇ, ભૂગર્ભની માફક અંધકારથી પૂર્ણ મારું હૃદય ગિરિકંદરાની માફક ભયાનક હિંસા અને દ્વેષરૂપી વ્યાઘ્ર અને સર્પોનું આવાસ-સ્થલ છે. મારી યાતના સર્વદા અસહ્ય છે. નિરાશાના વાયુથી સદાએ પરાજિત છું. મારા મનની અવસ્થા મારું જ મન જાણે

છે અને બીજો જાણે છે તે આનંદમય પુરૂષ, કે, જે આ ભાગ્યહીનના હૃદયમાં રહી દારૂણ યાતના પામે છે. ભાઇ રે ! સુકોમલ દેહ શું આવા કઠિન હૃદયમાં વાસ કરી શકતો હશે ? તેઓ તો દયામય છે, હમેશાં જ જોર કરી હૃદયમાં આવવા ચાહે છે; પરંતુ આવા સખત સ્થાનમાં તેમને આવવા દેતાં મને કષ્ટ થાય છે. તે પરમ પવિત્ર ધનને આ અપવિત્ર હૃદયમાં લાવવાની ઈચ્છા કરતાં જ હું ધ્રૂજી ઉઠું છું. ભાઇ કૃષ્ણ, ખરૂં કહું તો ભાઇ, તમે જ મારી ગતિ છો, તમારી જ મારે એકમાત્ર આશા અને ભરોસો છે. રોજ રોજ તમે નરમ અને વધુ નરમ થઇ તે કોમલ ચરણને તમારા હૃદયમાં ધારણ કરો—તે વખતે કેવલમાત્ર આ ભાગ્યહીન મોટા ભાઇને યાદ કરજો અને મારી વાત પણ તે દયામયની પાસે કાઢજો. એટલેથી જ હું પરમ પવિત્ર થઇ વ્રજવાસને ઉપયોગી દેહ મેળવી વ્રજમાં વાસ કરી શકીશ. એમાં કંઇ પણ સંદેહ નથી. તમે તમારા આ મોટા ભાઇને ભુલી જતા નહિ. મોટા ભાઇ મહાપાખંડી હોય તો પણ નાના ભાઇનું જે કર્તવ્ય હોય તે ભૂલી જવું નહિ. મારી પાસે મારી પોતાની આશ્રયની કાંઈ સામગ્રી નથી, આશ્રયમાં તો તમે જ છો. ભાઇ રે ! હું એ જ આશાએ આટલો બહુ પરિવારવાળો હોઇને પણ ભય પામતો નથી. હું કોઇનો બાપ, કોઇનો મોટો ભાઇ, કોઇનો પુત્ર, કોઇનો નાનો ભાઈ, કોઇની નાની બહેન થઇને ઘણાનો સંબંધી થયો છું. આટલા બહોળા પરિવારવાળા હોવું એ મહા—

પાપનું પ્રાયશ્ચિત્ત છે એ પણ હું સારી પેઠે સમજું છું. પરંતુ શું કરૂં ભાઇ ? હું અતિ ગરીબ, તેથી મારા સ્વાર્થને ખાતર કેવલ તમારા જેવા ધનીની સાથે પ્રયત્ન કરીને સંબંધ બાંધું છું. તમે લોકો દિન પર દિન અધિક ધની થાઓ, હું રોજ રોજ ગરીબ જ થતો જાઉં, તેમાં મને કોઇ જાતની ક્ષતિ પણ નથી અને કોઇ જાતનું કષ્ટ પણ નથી. હું કેવલ તમને સર્વેને સુખી જોઇને જ સુખી થઇશ અને સુખી થવાને ચાહું છું. કૃષ્ણની ઇચ્છા કૃષ્ણ જ જાણે અને જાણો તમે લોકો. કેમ ન જાણો ? તમે લોકો તો તે પ્રાણ વલ્લભના આદરનાં પાત્ર છો. તેઓ મારા પણ સ્વામી છે, પણ મારૂં હૃદય કઠિન અને કલંકિત છે તેથી હું તમને હારી બેઠો છું. આ જગતમાં પાપી તાપી સઘળા જ તેમની આગળ અતિ આદર અને સંભાળને પાત્ર છે એટલું યાદ રાખીને કોઇ પતિત ઉપર ઘૃણા કરતા નહિ. પાપી પણ તેજ કૃષ્ણના છે અને પરમ પ્રેમિક પુરૂષ પણ તે જ કૃષ્ણના છે. ભાઇ કૃષ્ણ, જે જલ્લાદ રાજ–આજ્ઞાથી કોઇને પણ કતલ કરે, કે, ફાંસીએ ચડાવે તે શું રાજ–સરકારનો નોકર નથી ? જેવો મંત્રી છે તેવો જ જલ્લાદ પણ છે. પ્રભુએ જેને જેવા કામનો ભાર આપ્યો છે, તે તેવું કામ કરી પ્રભુનો હુકમ પ્રતિપાલન કરે છે. ત્યારે વળી પતિતને જોઇ ઘૃણા કેમ કરાય ! ભાઇ ! તેને પણ હસ્તે વદને, પ્રેમથી ગળી જઇને આલિંગન કરો તો શું કોઇ વાર પણ કૃષ્ણ તમારા ઉપર ગુસ્સે થશે ? કોઈ કોઇ આ વાત

સાંભળી ધ્રૂજી ઉઠશે અને એ તો પાપીને ઉત્તેજન આપવા જેવું છે એમ સમજશે. પણ ભાઇ! સારી રીતે નજર પહોંચાડીએ તો આ વાતની સત્યતા માલમ પડી આવશે. ભાઇ રે! સાપ જેમના છે તેમના જ મનુષ્ય પણ છે. ત્યારે વળી સાપ ઉપર રીસ કેમ રાખવી? માટે કહું છું કે ભાઇ, અયાચિત ભાવથી જે મળે તેને કૃષ્ણનું નામ–દાન કરો અને દિલ ખોલી તેના ઉપર પ્રીતિ કરો. જે તમારી સાથે શત્રુભાવ રાખે છે તેને પ્રેમની નજરે જોવાનું શીખો. ભાઇ રે! કોણ જાણે ક્યારે તેડું આવશે અને ચાલ્યા જવું પડશે. પ્રભુનું નામ જ પાછળ રહેશે. માટે કહું છું, કે, ભાઇ, બે દિવસની પૂજા માટે મૂર્તિ મજબુત હોય કે ન હોય પરંતુ બહુ કાલ સુધી રહેવાની છે, એવી જે પાટ (કે જેના ઉપર મૂર્તિની સ્થાપના થઇ છે) તેને મજબુત કરવી એ શું ડહાપણ ભરેલું નથી? ભાઇ! બે દિવસના શરીર માટે અકર્મ કુકર્મ કરી નાનાવિધ સુખાદ્ય પદાર્થોથી તેને પાલન કરવા કરતાં અધિક દિન–ચિરકાલ–ટકી શકે એવું જે પ્રભુનું નામ, તે નામને નાના અલંકારથી શણુગારવું એ શું સારૂં નથી? માટે કહું છું. કે, અન્યને માટે જીવન નિર્ગમન કરો. આપણી નજરમાં જેઓ પાપી દેખાય તેઓના કલ્યાણને માટે સદા અશ્રુ ઢાળો અને તેઓને માટે પાપીના સહાયક તે પ્રેમમય પ્રભુ આપણા નિતાઇને નિવેદન કરો. સર્વદા પ્રેમને માટે તે પ્રેમમય હરિની પાસે પ્રાર્થના કરો. ભાઇ, જો જગતને સુખમય જોવાની ઇચ્છા હોય, તો,

સુખના વૃક્ષ તળે બેસો અને જુઓ. નિત્યાનંદના ચરણનો આશ્રય લો, અતિ દીનતાથી તેનો પદાશ્રય કરો—જોશો, કે, કૃષ્ણપ્રેમમાં ડૂબી જવાશે અને પ્રેમની નજરે સર્વ વસ્તુ પ્રેમપૂર્ણ અને આનંદમય જણાશે. ત્યારે તમે કૃતાર્થ થશો ત્યારે સઘળી જ્વાલા શમી જશે. ભાઇ રે! ગોપગણને જ્વાલામાંથી છોડાવવા માટે જે પ્રેમમય કૃષ્ણે દાવાનલનું પાન કર્યું હતું, તે જ કૃષ્ણનું શરણ લેવું જોઇએ. ભાઇ, એક એક કરતાં દિવસો ચાલ્યા ગયા. કોણ જાણે હવે આ રીતે કેટલા દિવસ બાકી રહ્યા છે? જો શરણ લઇ શકાય તો હજી પણ સમય છે. મારા ભાગ્યમાં તે નથી, તો પણ તમે લોકો સદા પ્રયત્ન કરશો તો કૃતાર્થ થશો. એમાં કોઇ જાતનો સંદેહ નથી. લખતાં લખતાં પ્રાણ ઘણો જ વ્યાકુલ થાય છે. માટે પ્રયત્નથી પાગલનો આ બકવાદ બંધ કર્યો છે. મારી સંબંધ વિનાની વાતો સાંભળી હસતા નહિ. મનની વાતને પુસ્તકની સાથે સંબંધ નથી. મનની વાતો મનની સાથે જ થાય છે. તેથી જ આજે બે એક વાતો બહાર નીકળી ગઈ. તમને લખવાનું છે માટે જ વિના સંકોચે મેં લખી મોકલ્યું છે. કૃષ્ણ, ભાઈ, આટલું પણ જાણજો, કે, પ્રેમના ભંડારની એકમાત્ર અધિકારિણી પ્રેમરૂપિણી સ્ત્રીમૂર્તિઓ છે. માટે કહું છું, કે, જો કૃષ્ણપ્રેમમાં પ્રેમી થવા ચાહતા હો તો સ્ત્રીરૂપિણી, કન્યારૂપિણી, માતા અને ભગિનીરૂપિણી અધિકારિણી ગણનો આશ્રય લો. સ્ત્રીને ક્રીડા કરવાની સામગ્રી ધારી અથવા સંસારની

સાહાય્યરૂપિણી ગણી ઠગાતા નહિ. તેઓ જ કૃષ્ણપ્રેમદાત્રી છે. કન્યાને કન્યા ગણી ક્ષુદ્ર જ્ઞાન રાખતા નહિ. સર્વેને એક રૂપે જાણજો. હું રજાના દિવસમાં જવાની તજવીજ કરૂં છું. જો ત્યાં સુધી જીવીશ તો મળીશું. નહિ તો તમારા લોકોની મંગલ કામના કરતો કરતો ચાલ્યો જઈશ. તેને માટે કોઈ દુ:ખિત થશો નહિ. સમુદ્રમાં અનંત બુદ્બુદો પલકમાં ઉત્પન્ન થાય છે, વળી પલકમાં લય પામે છે—હું પણ તેના જેવો છું.

તમારો

હરિ

## પાગલ હરનાથ

### પત્રાંક ૨૬

**શ્રીયુક્ત નિયોગી મહાશયનાં પત્નીને,**

સ્નેહમયી મા—મા ! પોતાનાં છોકરાં જેમ પારકાંને પણ ચાહવાની ચેષ્ટા કરવી એ સર્વેનું કર્તવ્ય છે. આ પ્રમાણે કરતાં કરતાં, સંસાર ભૂલી, પછી કૃષ્ણના ઉપર પ્રીતિ કરી શકાશે. પોતાને ભૂલ્યા વગર પારકાના ઉપર પ્રેમ આવતો નથી અને પારકાના ઉપર પ્રીતિ કર્યા વગર કૃષ્ણ-પ્રેમ આવતો નથી. આટલા માટે જ શ્રીચૈતન્યે સનાતન ગોસ્વામીને શિક્ષા આપી છે કેઃ—(૧) હરિનામમાં રુચિ (૨) જીવ પર દયા, અને (૩) વૈષ્ણવ સેવા. એ ત્રણમાંથી કોઈ પણ કરવું હોય, તો, પોતાપણું ભૂલી જવું જોઈએ. ક્રમે ક્રમે અહંભાવ ત્યાગ કરવાથી જ આપણું ધન જે કૃષ્ણ તેને મેળવી શકાશે. કૃષ્ણ મળ્યા કે જગત્ મળ્યું સમજવું, ત્યારે જગત્ પોતે જ તમારૂં થઈ જશે. આજે જેઓને ભૂલવાથી કૃષ્ણ મળ્યા છે તેઓ જ કૃષ્ણ મળતાં જ ફરી તમારા થઈને આવશે. માટે કહું છું, કે, મા ! પહેલાં પહેલાં તો અજ્ઞાનને લીધે નિજ સ્વાર્થનો ત્યાગ કરતાં કષ્ટ થાય ખરૂં, પરંતુ સ્વાર્થનો ત્યાગ કરતાં ક્રમે કરીને જેઓનો તમે ત્યાગ કીધો છે તેઓ જ ફરી તમારી પાસે આવશે. માટે બે દિનના સ્વાર્થને માટે મનુષ્યે, ભ્રાન્તિમાં

પડી. ચિરકાલના લાભને ગુમાવી ન દેવો જોઇએ. જો ચિરકાલ સુખમાં રહેવા કોઇ ચાહતું હોય તો તેણે આંખ બંધ કરી સ્વાર્થ ત્યાગ કરવાનો પ્રયત્ન કરવો. જ્યાં સુધી સ્વાર્થ હોય છે ત્યાં સુધી હરિ—ભજન થતું નથી. તમે, મા, કૃષ્ણપ્રેમમાં ડૂબેલાં રહો. તે જોઇ હું સુખી થઇશ. મારાથી તો ભજન સાધન હવે થનાર નથી. જ્યારે સાધનનો સમય હતો ત્યારે મેં તે નકામો કહાડ્યો છે. હવે તો મારા હાથમાં નથી. હવે તો મારી સમસ્ત આશા અને ભરોસો તમે જ છો. મારી વહાલી નનીને કહેજો, કે તેનો મોટો ભાઇ સારી પેઠે છે, કશી ચિંતા કરે નહિ. સોનામુખીથી કેટલાક દિવસ થયાં પત્ર નથી, પણ સર્વે કુશલ છે, એમ હું ધારું છું. વચમાં ઘેરથી પત્ર આવ્યો હતો તેમાં તમારે માટે ઘણી ઉત્કંઠાથી પૂછાવ્યું હતું, કે, તમો ત્યાં ક્યારે જશો ? કૃષ્ણની ઇચ્છા જ્યારે થશે ત્યારે જ મનસ્કામના પૂર્ણ થશે. મારે માટે ચિંતા રાખશો નહિ. મને સંભારતાં રહેજો મા !

તમારો પુત્ર.

હર

## પત્રાંક ૨૭

બાબા રાધા,

તમારા પૂર્વના પત્રમાં નનીને જરા ઠીક છે એ જાણી જેટલો હું ખુશી થયો હતો તેટલો જ દિલગીર તમારૂં શરીર સારૂં નથી એ જાણી થયો છું. આવી સખત ગરમીને લીધે આ પ્રમાણે થયું છે, પરંતુ કશી ચિંતા કરશો નહિ. સઘળું સારૂં થઈ જશે. શરીર ઉપર જરા વિશેષ નજર રાખતા રહેવું. શરીર જ સાધનનું મૂલ છે. શરીર નીરોગી રહ્યાથી ઇષ્ટના ચિંતવનમાં જેટલો આનંદ થાય છે તેટલો આનંદ રોગી શરીરે થતો નથી. એટલા માટે ઋષિ–મુનિઓ સમાધિનું અવલંબન કરી શરીરને દીર્ઘકાલ સ્થાયી કરવાને પ્રયત્ન કરતા. તેઓ એમ કેમ ન કરે ? તેમ કરી શકે તો જ અનેક દિન સુધી સાધન કરી શકે. વળી એટલા માટે જ હઠયોગ, રાજયોગ, વગેરેનો અભ્યાસ કરતા. માટે કહું છું, કે, બાબા, શરીર જ સાધનનું મૂલ છે. શરીરની વિશેષ સંભાળ રાખજો. યુક્ત આહાર વિહારને વિષે સદાએ યત્નવાન અને સાવધાન રહેજો. શરીર હવે ક્રમે ક્રમે ધ્વંસની દિશાએ ચાલ્યું છે. હવે જો હળવે હળવે પાછળ પગલું ભરી શકશો તો જ શરીર થોડા દિવસ ટકશે. આ ભયંકર પ્રવાહમાં વળી જલદીથી ઘસડાઈ

જવા માટે સાહાય્ય કરવી એ ઠીક નથી. માટે વળી પાછું કહું છું, કે, શરીર ઉપર જરા વિશેષ નજર રાખજે. વચમાં વચમાં અટલને મળી શકશો તો ઠીક જ થશે. સમય મળે સ્થાને સ્થાને ફરજે. ગુણકારી ખાવાના પદાર્થો છોડી હલકી અને ઉત્તેજક વસ્તુનો આહાર કરતા નહિ. દૂધ, ઘી, વગેરે દેવને ઉપભોગ કરવા લાયક વસ્તુ ઉપર વધારે ધ્યાન આપજે. શાક વગેરે ફલાદિનો વધારે ઉપયોગ કર્યાથી શરીર ઘણું સારૂં રહેશે અને અનેક પ્રકારે નીરોગી પણ રહેશે એ ધ્યાનમાં રાખજે.

તમારો

હર

## પત્રાંક ૨૮

**પ્રાણપ્રિય રાધા !**

તમારો પત્ર મળ્યો છે. તમે બહુ ચિંતાતુર થયાં છો જાણી હું અત્યંત દુઃખિત થયો છું. આટલા ચિંતાતુર થવાનું કાંઈ કારણ નથી. કૃષ્ણ સર્વત્ર બિરાજે છે. તેના સિવાયનું એકે સ્થાન નથી, તેની દયા સર્વત્ર જ છે, ત્યારે આટલો ભય કેમ રાખો છો? મારે માટે વૃથા ચિંતા કરી હૃદયને વૃથા દુઃખિત કરશો નહિ. સદા કૃષ્ણ-ચિંતામાં દિવસ નિર્ગમન કરો. કૃષ્ણ ઘણા દયામય છે. મનુષ્યને માટે ચિંતા કરવી વૃથા છે. જેમ વૃક્ષના મૂલમાં જલસિંચન કરવાથી તેનાં પત્ર, પુષ્પ, ડાળી, ફલ એ સર્વ સ્થાને જ જલસિંચન કરવા જેવું છે તેમ કૃષ્ણ-ચિંતા કરેથી સઘળાની ચિંતા કરવા બરાબર છે. કેમ નહિ? તેઓ જ મૂલ આધાર, તેઓ જ જગતનું મૂલ કારણ છે. માટે કહું છું, કે, બાબા, સર્વના આશ્રય રૂપ તે જ કૃષ્ણના ચિંતનમાં દિનરાત ઉન્મત્ત થઈ સુખે કાલ નિગર્મન કરો. કૃષ્ણ-પાદપદ્મને વિષે સમસ્ત હૃદય ઢાળી દેજો. તેમ થયેથી જ ચિરકાલ સુખે રહેશો. મનુષ્યને મનુષ્ય તરીકે ચાહજો. મનુષ્ય તો ઠગ છે. કારણ કે, તે હમણાં છે અને ક્યારે થાપ આપશે તે કહી શકાય નહિ. જેને આજે પ્રાણથી ચાહો

જો તે કાલે તમને છોડી ચાલ્યો જશે. જીવ માત્ર જ કૃષ્ણની આજ્ઞાને અધીન છે. તેમની આજ્ઞા થયે તે વધારે રહી શકતો નથી અને તેમની આજ્ઞા ન થયે તે જઈ પણ શકવાનો નથી. કૃષ્ણ સ્વેચ્છામય છે, મનુષ્ય અને જીવ માત્ર જ તેમની આજ્ઞાને અધીન છે. માટે કહું છું, કે, બાબા. મનુષ્યને મનુષ્ય તરીકે ચાહજો.

તમારો

હરિ

## પત્રાંક ૨૯

**બ્હેન નની ! (નિયોગી મહાશયનાં પુત્રી)—**

આ વખતે સઘળાના પત્રો મળ્યા છે, પરંતુ તમારા પત્રનો જ ઉત્તર લખું છું. આ ઉપરથી જ તમે સમજી શકશો, કે, હું તમને કેટલો બધો ચાહું છું. શુષ્ક પ્રીતિ કેમ કરવી તે મારા જેવું કોઇએ જાણતું નથી. મારી પ્રીતિની વાત સાંભળી ઘણું ખરૂં તમને હસવું આવશે. ગમે તેમ હોય પણ બ્હેન, તમારા હસ્તાક્ષરો એક એક હીરાના ટુકડા જેવા સુંદર છે. વચમાં વચમાં મને આ પ્રમાણે આનંદ આપવાનું ભૂલશો નહિ. સર્વે કુશલ છે જાણી બહુ જ આનંદિત થયો છું. સોનામુખીથી એકે પત્ર આવ્યો નથી. તમારાં બ્હેન કેમ છે તે હું જાણતો નથી. તેમનું શરીર સ્વસ્થ રહે તે એક રીતે અસંભવિત લાગે છે. જેઓ ઘણી ચિંતા કરે છે, તેઓનું શરીર ઘણું કરીને ખરાબ થઇ જાય છે. પ્રીતિ રાખ્યાથી જ ચિંતા કરવી પડે છે. જેઓ જેટલી પ્રીતિ રાખે છે તેઓને આ સંસારમાં તેટલી જ ચિંતા રહે છે. આ સંસારમાં જેઓ જેટલા રડે છે તેઓ તેટલા જ આનંદમાં રહે છે. આ સંસારમાં હાસ્ય અને રુદન એ બે બ્હેનો છે. તેઓ સદાએ સાથે રહે છે. કદી પણ

# અંતર્ની પ્રેમાવળી

વિખૂટાં રહી શકતાં નથી.........બાબા રાધા! જેઓ કૃષ્ણ નામ લે છે, તેઓ ચિરકાલ સુખમાં રહે છે. માટે કહું છું, કે, બાબા, કૃષ્ણ—નામ કદાપિ ભૂલતા નહિ, કે, બીજા કોઈને પણ ભૂલી જવા દેતા નહિ. આ સંસારમાં જેઓ એકત્ર મળી કૃષ્ણ—નામ લે છે તેઓ જ ખરૂં જોતાં નિજજન —એટલું હમેશાં યાદ રાખજો. નિજજન કહેતાં સ્ત્રી પુત્રને ન સમજવાં.

તમારા લોકનો

હર

## પત્રાંક ૩૦

**શ્રીનૃસિંહબાબુનાં ચરણમાં,**

આપના બધી રીતના કુશલ સમાચાર જાણ્યા. આપનો પત્ર મળવાથી મને કેટલો આનંદ થાય છે તે તો તે અંતર્યામી સિવાય બીજું કોણ જાણી શકે? જંગલી ફુલ જંગલમાં ખીલે છે. જેમનાં તે ફુલ છે તેમને જોઈ મનના ગર્વે ટરી પોતાની મેળે સુકાઈ જાય. માટીનાં ફુલ માટીમાં મળી જાય છે. મારી અવસ્થા પણ બરાબર એ ફુલના જેવી છે, પોતાની મેળે ખીલે છે અને પોતાની મેળે સુકાઈ જાય છે; હું તે દેખાડી શકતો નથી એ જ મનમાં માત્ર ખેદ છે. કૃષ્ણ શું જોવાનો કે દેખાડવાનો દિવસ આપશે ખરા? ઇચ્છામયની શી ઇચ્છા છે તે કોણ જાણે છે? જ્યારે કૃષ્ણે રત્ન આપ્યું છે ત્યારે નિશ્ચય જ તેને કંઠે ધારણ કરવાનો પ્રસંગ અવશ્ય એક દિવસ આપશે જ આપશે. પરંતુ જો દેખાડવાની પહેલાં જ તેડું આવે તો પેલા સાધકના શબ્દો 'ઘરમાં વિધવા રહી છે, તેને અન્ન આપો' તેનું સ્મરણ થશે. મારા પ્રાણ હવે મારા નથી. કરજની મુંઝવણને લીધે બાપદાદાની મિલ્કત વેચી નાંખી છે. હવે તો હું છેક જ કંગાલ છું; સઘળાને બારણે ભિખારી. હવે કેવલ દયાની યાચના કરતો ઘેર ઘેર આથડું

છું. મારા કૃષ્ણ ઘણા જ દયામય છે. તેમની દયાની તુલના નથી, પાર નથી. હમણા તેઓ દયા કરી આપના દ્વાર આગળ લઇ આવ્યા છે. ધન્ય દયામય, તમારી દયા! હું પાપીને માટે તમને આટલું બધું કષ્ટ! હું ગરીબ, કેવી રીતે તમારો ઉપકાર વાળીશ તે જાણતો નથી. મારામાં ભક્તિ નથી, મારામાં પ્રેમ નથી; આ શુષ્ક મરૂભૂમિ જેવું હૃદય તમને આપું તોપણ તમે શા માટે લેશો? ચિરદિન ઋણી કરી રાખવાની ઇચ્છા હોય તો રાખો. મારી પણ એ ચરણમાં તે જ પ્રાર્થના છે. મહાશયે લખ્યું છે, કે, મારી કથા અનેક સ્થાને સમજી શકાતી નથી; એ વાત તદ્દન સત્ય છે. પાગલની કથા અનેક સમયે સંબંધ વગરની થઇ પડે છે, અને તેથી સમજી શકાતી નથી. હું પોતે પણ મારી પોતાની વાત અનેક સમયે સમજી શકતો નથી; હું પોતે મનમાં ને મનમાં હસી મરૂં છું. આ શો ખેલ ખેલાય છે તે તો તે જ જાણે. ઘણી વખતે સમજવાનો પ્રયત્ન કરવા જતાં કિનારો જ ખોઇ બેસાય છે. એક તો જાતિ, કુલ, માત્ર ખોઇ બેઠો છું, તે ઉપરાંત વળી જો બીજો કિનારો પણ ખોઇ બેસું તો પછી મજાહ પણ ખૂબ અને દુઃખ પણ ખૂબ. "વિષામૃતનું એકત્ર મિલન" ઘણું જ મધુર! ઘણું જ મધુર!! મહાશય, આશીર્વાદ કરો કે આ સુખદુઃખમાં ચિરકાલ ડૂબેલો રહું અને બીજાને ડૂબેલા રાખું. મહાશય, આ રાજ્યના પથપ્રદર્શક એક માત્ર પ્રેમમયીઓ જ છે, પરંતુ આપ જાણો છો, કે, તેઓની સાથે ચતુરાઇ કરવા

જતાં જ પ્રેમમય રાધાકુંડ દેખાડવાના છલે ભયાનક નરકકુંડ દેખાડી દે !

આપણે તો ભ્રાંત છીએ, કશું જાણતા નથી, તેથી રાધાકુંડના ભ્રમમાં નરકકુંડનો આશ્રય કરી મહાદુઃખને પરમ સુખ જાણી તેમાં જ ડૂબ્યા રહીએ છીએ. જે રાજ્યનો પથ જાણતા નથી તે રાજ્યના પથપ્રદર્શકગણ સાથે ચતુરાઇ કરવા જવી એ તો આપણા પોતાના ધ્વંસનું પ્રધાન કારણ થઈ પડે છે. આપણે વગર જાણે આ પ્રેમમયાઓને ભીષણ ગરલસમુદ્રરૂપ બનાવી દઈ આપણા શોખથી ઉત્પન્ન કરેલા વિષમાં આપણે પોતે જ બળી મરીએ છીએ. મહાશયને તો સારી પેઠે ખબર છે, કે, જે સમુદ્ર રત્નનો ભંડાર છે—ચંદ્ર અને અમૃતના કુંભનું ઉત્પત્તિસ્થાન છે—તે જ સમુદ્ર વળી જગતનો પ્રલય કરનાર વિષનું પણ સ્થાન છે. નારાયણના જેવા રસિક થયા વગર સુધા અને લક્ષ્મી મળી શકે નહિ. શિવજીની માફક અજ્ઞ રહેવાથી તો કેવલ ગરલ. રસિકજનો જ કેવલ આ સમુદ્રના હાસ્ય–રુદન રૂપ તોફાનમાં હોશિયારીથી પાર જઈ શકે છે; બીજા લોકો તો ડૂબી મરે. હું આજ તોફાનમાં ડૂબું ડૂબું થાઉં છું. જો પકડીને તાણી લેશો તો જ ઉધ્ધાર, નહિ તો "ચાલ્યો અનંત નરકમાં." મહાશય, જ્યાં લાભ અને ભય બંને છે ત્યાં વિજ્ઞગણ લાભની આશાનો ત્યાગ કરે છે, એકવાર પણ તે દિશામાં પગલું ભરતા નથી. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે:—" **महाजनो येन गतः स पन्था ।** ". માટે કહું

છું, કે, આવા સમુદ્રની ધારે પણ જવું નહિ. તોપણ જો જવું જ પડે તો જોઈ તપાસીને જ પાર જવાની ચેષ્ટા કરવી જોઇએ. નાવિકોની ખુશામત કરવી જોઇએ તો કદાચિત્ તે રસિક નાગરના દેશમાં પહોંચી શકાય; નહિ તો ડૂબતાં ડૂબતાં ખારૂં જલ પીવાઈ જતાં પેટ ફુગી જાય. મારૂં પેટ ફાટફાટ થાય છે, તે છતાં હજી પણ હું સાવધાન થતો નથી. આપને ડાક્ટર જાણી શરણાગત થયો છું, દયા કરો. જેવી આપની હોડી છે તેવો જ નાવિક પણ છે. આપ તો જોઇ તપાસીને નાવમાં ચઢ્યા છો, એટલે કોઇ પ્રકારનો ભય નથી. મારે તો બંને ખરાબ છે. નૌકા પણ ફૂટેલી, અને નાવિક પણ મૂર્ખ અને એકદેશદર્શી. મેં તો જોઇ સમજીને જ ઝંપલાવ્યું છે અને પ્રતિપલે ડૂબવાનો ભય રહે છે. આ ભયમાં કેવલ ડૂબવાની પહેલાં જ બચવાનો પ્રયત્ન કરી રાખું છું; જો, કે, એ તો માત્ર ભ્રમ છે તોપણ સમુદ્રમાં પડેલાને માટે તૃણ પણ આશ્રયરૂપ ગણાય છે. મારી પણ હાલમાં લગભગ તેવી જ અવસ્થા છે. હું જાણતો નથી કે પ્રેમમયીઓ મને પ્રેમની નજરે જોશે, કે, મને ડૂબતો જોઇ હસશે; તે તો તેઓ જ જાણે. પણ આ છેલ્લી વાત જ મારા નસીબમાં છે એમ મને લાગે છે. મહાશય, આવી રીતે હસાવી રમાડીને ડૂબાડતાં બીજા કોઇને આવડતુ નથી. જેવાં તેઓ નરમ છે તેવાં જ કઠોર પણ છે. શાસ્ત્રમાં કહ્યું છે, કે:—"**वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि।**". એ વાત તેઓને ઠીક લાગુ પડે છે. આવી અદ્દભુત પ્રબલ

શક્તિ બીજી કોઇએ નથી. ત્યારે તેઓનાં ચરણમાં માત્ર આ જ નિવેદન છે, કે, છછુંદર મારીને હાથ બગાડવા એ શું વીરત્વ છે? મહાશય, જ્યારે હું તેઓ વિષે વિચાર કરૂં છું ત્યારે હું સર્વ ભૂલી જાઉં છું; અને શું બોલું છું, શું સાંભળું છું તે કાંઇ યાદ રહેતું નથી. આ ભયાનક વમળનો વિચાર આવતાં જ ભયથી જડ થઇ જાઉં છું. નિતાંત ભય પામીને મેં સ્વયં ભયનું જ શરણ લીધું છે; જોઉં છું, કે, તેઓ શું કરે છે. મહાશય, આજ એક વાતમાં જ પાગલ થઇ ગયો છું. બીજી કોઈ દિશામાં એક ડગલું પણ ભરવાનું મન થતું નથી. ત્યારે વળી આ તરફ ક્ષુધાનો સમય પણ થયો છે, અંદર તો જવું જ જોઇએ; તેથી જ હાથને, જોર કરી, મનના વલણ પ્રમાણે વાળી દીધો છે અને હાથની મુજબ મનને પણ વાળી દીધું છે. જ્યાં સુધી મળવું થયું નથી ત્યાં સુધી મળવાની આશા મટતી નથી અને તે મને છોડતી પણ નથી. કહ્યું છે, કે:—

> "ચંચલ સુખલવ કારણે
>
> કૃપણ દુર્જન તણું,
>
> મિથ્યા કર્યું સેવન."

મારી અવસ્થા બરાબર એજ પ્રમાણે થઈ છે......
હવે રજા લઉં છું. હવે હાથ ચાલતો નથી. દયા રાખજો.

ક્રીતદાસ

રેહ

## પત્રાંક ૩૧

આબા રાધિકા,

તમારો પત્ર મળ્યો છે. બાબારે,—

"કાનુ સંગે પ્રીતિ કરવાને અધિક ચતુરાઈની જરૂર છે."

વળી આ પણ યાદ રાખજો, કે—

"ચિત્ત અતિ વ્યાકુલ થયે
ધરમ શરમ જાય."

માટે કહું છું, કે, બાબા, ધીર પુરૂષોની માફક વર્તવાથી જ કાનુના પ્રેમનો અનુભવ થાય છે, નહિ તો બહુ કષ્ટકર થઈ પડે છે. ખરેખર પૂર્વરાગ બહુ જ કષ્ટકર છે. એક રીતે જોતાં તો તે અસહ્ય છે. પરંતુ તેથી અસ્થિર થવું કાંઈ પાલવે નહિ—ધીર થવું જોઈએ.

મહાજનો કહી ગયા છે, કે—

"ગાંઠ હીરાની છે હરિ,
સ્થિતિ હોય સ્થિર કે અસ્થિર,
જાણે આ વાત માત્ર પુરૂષો ધીર."

માટે કહું છું, કે, બાબા! આટલા અધીરા થશો તો ચાલશે નહિ. સ્વામી માટે સ્વામી—સોહાગિની સદાએ ઝુર્યા કરે છે, પરંતુ તેથી શું વડીલોના ઠપકાનો ભય તેને

નથી? લોકોના ઉપહાસનો ભય તેને શું નથી? આ બધા ભયને લીધે જ પ્રાણની અત્યંત વ્યાકુલતાને પણ ગુપ્ત રાખવાની ફરજ પડે છે. માટે કહું છું, કે, બાબા, વ્યાકુલતા ગુપ્ત–ઢાંકી–રાખો. ઢાંકી રાખવાથી જ જલદી પરિપક્વ થાય છે; આ તો રોજ જુઓ છો. ત્યારે શા વાસ્તે, બાબા, ઢાંકી રાખતા નથી? ગોપન રાખો. ઢાંકી રાખવાથી કાચું પણ, સમય આવે, પરિપક્વ અને સુમિષ્ટ થાય છે. માટે કહું છું, કે બાબા, ઢાંકી–ગુપ્ત–રાખો.

તમારો

હર

## પત્રાંક ૩૨

પ્રાણપ્રિય રાધા,

તમારો મધુતુલ્ય મિષ્ટ પત્ર મળેથી પ્રાણ અને મન હર્ષઘેલાં થઈ ગયાં. તમને એક વાત કહી રાખું છું, કે, કદી પણ તમે પોતાને આટલા ઘૃણિત પાતકી સમજતા નહિ. જેઓએ કૃષ્ણ–નામ લીધું છે તેઓની પાસે જતાં પાપ ભય પામે છે. એકવાર માત્ર કૃષ્ણ–નામ લીધાથી સુદર્શન ચક્ર સદાએ તેઓની ચારે દિશાએ રક્ષા કરે છે; વળી કૃષ્ણ સ્વયં પણ તેઓનું રક્ષણ કરે છે. ત્યારે કહો જોઉં, શી રીતે પાપ પાસે રહી શકે? તેને શું પોતાના પ્રાણનો ભય નથી? માટે કહું છું, કે, કદી પણ આ પ્રમાણે મનમાં વિચાર લાવી કૃષ્ણના મનને કષ્ટ દેતા નહિ. જેમ કોઇ સ્વામી પોતાની સ્ત્રીને પ્રાણથી પણ અધિક ચાહે અને તે સ્ત્રી સદાએ "મરી જાઉં, મરી જાઉં" કરી સ્વામીને અનર્થક કષ્ટ આપે તો તમે વિચાર કરી જુઓ કે તે સ્વામીના મનને કેટલું કષ્ટ થાય. તે પ્રમાણે તમારા જેવા ભક્તગણ જો પોતાને "પાપી," "પાપી" ગણે તો કૃષ્ણને ઘણું કષ્ટ થાય છે. માટે કહું છું કે એ પ્રમાણે કરશો નહિ.

તમારો

હર

## પત્રાંક ૩૩

પ્રાણપ્રિય રાધા,

તમારો પત્ર વાંચી પરમાનંદિત થયો છું. કૃષ્ણ તમારૂં કલ્યાણ કરો. હવે તમને સૌને મળવાને માટે પ્રાણ ઘણો તલપી રહ્યો છે. હું જાણતો નથી. કે, કૃષ્ણ ક્યારે તે શુભ દિન લાવશે. છોકરાંઓ બધાં સારી પેઠે છે સાંભળી આનંદિત થયો છું. કૃષ્ણ તેઓ સૌને સુખી રાખે. તમારાં જતન અને સાધનના ગુણથી મારા જેવા મહાપાતકીને પણ તે રસમય શ્રીકૃષ્ણના ચરણમાં કાંઈક સ્થાન મળશે એવી આશા હવે થઈ છે. તમે કૃષ્ણના જીવન-ધન છો, તમારૂં શરીર તેમનું પોતાનું જ છે. તમને મેળવી હું ધન્ય થયો છું. મારા મનનો ખરો ભાવ વ્યક્ત થવાનો નથી, તેમજ વ્યક્ત કરવાની શક્તિ પણ નથી, તેથી મૂંગો રહ્યો છું.

જ્યારે નામમાં આટલો વિશ્વાસ થયો છે, નામ એ જ સાક્ષાત્ કૃષ્ણ છે એવું સમજાયું છે ત્યારથી જ ભવરોગનું નિવારણ થયું છે; ત્યારે વળી સામાન્ય શારીરિક વ્યાધિની તો વાત જ શી કરવી? આ નામ નિર્જનસ્થાનમાં એકલા ઉચ્ચ સ્વરે ગાયાથી આપોઆપ પ્રેમાશ્રુ વહેવા માંડશે. સ્નેહ અને પ્રેમ એકત્ર જ રહે છે. સ્નેહ છે તે સ્થૂલ ભાવે “ કામ ” એવા નામથી ઓળખાય છે, અને ઉચ્ચ

આવે તે જ સ્નેહનું નામ " પ્રેમ ". લોહ અને સુવર્ણ બન્ને જેમ ધાતુ છે પણ મૂલ્ય અને વર્ણમાં અનેક ફેર છે તેવી જ રીતે કામ અને પ્રેમમાં ફેર છે. એક લોહ અને બીજું સુવર્ણ છે. પ્રેમની તુલના પ્રેમ, પ્રેમનું ફલ પ્રેમ, પ્રેમનું આસ્વાદન પ્રેમના આસ્વાદન જેવું. કોઇ પણ જગતમાં કોઇ એવું દ્રવ્ય અથવા કોઇ એવી વાત નથી કે જેની સાથે તુલના કરીને તે સમજાવી શકાય. સુધા-જેના પાનથી અમર થવાય, જેના આસ્વાદનથી દેવતાગણ અમર થયા છે. જેની મિષ્ટતા સંબંધે પુસ્તકોમાં જ્યાં ત્યાં અનેક લખાણો છે—તે સુધા પ્રેમની નિકટ સ્વાદરહિત સામાન્ય જલ જેવું જણાય છે. માટે કહું છું, કે, પ્રેમની તુલના પ્રેમ જ. જે પ્રેમદ્વારા તે પ્રેમમય કૃષ્ણને બાંધી શકાય તેની તુલના તે વળી થઇ શકતી હશે ખરી ? પ્રેમ–ધન સ્વયમ્ કૃષ્ણ પણ પ્રેમની તુલના થઈ શકતા નથી. આ પ્રેમાસ્વાદન માટે જ, જગત્–પ્રાણ કૃષ્ણ, ગૌરનો અવતાર લઈ, દ્વારે દ્વારે અને નગરે નગરે, કેવલ રોતા ફર્યા છે. જે વસ્તુ હરિને પણ પાગલ કરી શકે તેનું જ નામ પ્રેમ. તેથી જ શાસ્ત્રકારોએ પ્રેમનું સ્વરૂપ સમજાવવા માટે કહ્યું છે કે:—

" પ્રેમ નચવે કૃષ્ણને
ભક્તને પણ નચવે વળી,
નાચે સ્વયં પોતે,
નાચે એક જ સ્થાને ત્રણે મળી."

માટે કહું છું, કે, પ્રેમની તુલના પ્રેમ જ. શ્રીકૃષ્ણ

તમને તે પ્રેમનું દાન કરો, હું તે જોઈ આનંદિત થાઉં. આ અમૂલ્ય મહારત્ન કેવલ માત્ર નામ—સમુદ્રના મંથનથી જ મળે છે. બીજે કોઈ પણ ઠેકાણે તે મળી શકતું નથી. માટે જ શ્રીમદ્ ભાગવત વારંવાર કહે છે કેઃ—

**" हरेर्नाम हरेर्नाम हरेर्नामैव केवलम् ।**
**कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥ "**

અનવરત નામ—સમુદ્રમંથન કરતા રહો, રત્ન મળશે જ મળશે. એમાં કાંઇ શક નથી. રત્ન પ્રાપ્ત થયે આપ તૃપ્ત થશો અને અનેક પૂર્વજો અને અનુજો પર્યંત સઘળાંને પણ તૃપ્ત કરશો. શરીરને માટે કાંઇ ચિંતા કરવી નહિ. શરીર ભલે નિરોગી અથવા રોગપૂર્ણ પણ હોય. એક દિનને એક દિન અવશ્ય ચાલ્યું જશે. સુધા મળ્યા છતાં અમરગણ પણ શારીરિક વ્યાધિના હાથમાંથી કોઈ પણ રીતે છૂટી શક્યા નથી. વ્યાધિ એ શરીરનો ધર્મ છે, તો પછી ભય શા માટે? કૃષ્ણનું આ શરીર કૃષ્ણને સોંપી દો, તેમની જે ઈચ્છા હોય તે પ્રમાણે ભલે કરે.

આહારના પદાર્થોમાં જેનાથી તમોગુણની અથવા રજોગુણની વૃદ્ધિ થાય તેવા પદાર્થ માત્ર બિલકુલ ખાશો નહિ. તેનો અર્થ એવો ન કરતા કે જગતમાંની કોઇ પણ વસ્તુ ખાવી નહિ. મિષ્ટાન્ન ઈત્યાદિ જે ઈચ્છા થાય તે ખાજો પરંતુ અતિરિક્ત ભોજનનો નિષેધ છે. અતિરિક્ત આહાર જેમ નિષિદ્ધ છે તે જ પ્રમાણે એકદમ ઓછા આહારનો પણ નિષેધ છે. આહાર, વિહાર, પાન, ઈત્યાદિ

# અપૂર્વ પ્રભાવળ

સઘળાંને કોઈ એક નિયમને અધીન રાખવાનો પ્રયત્ન કરજો—સીમાની બહાર જવા દેતા નહિ. સીમામાં રહેવાથી જ શુભ ફલ મળશે તેમાં કાંઇ સંદેહ નથી. કોઇ પણ વિષયનું અધિક ચિંતવન કરતા નહિ. જે કાર્ય કરતાં ભય લાગે તેને વિષે મનમાં વિચાર કરતાં પણ ભય લાગે તેવો પ્રયત્ન કરજો. જે કાર્ય કરો તે શુભ રીતે કરવાનો પ્રયત્ન કરતા નહિ. એવા કામથી દૂર રહેવું ઉચિત છે, કે, જેના વિષે પાછળથી વિચાર કરતાં મનમાં કષ્ટ થાય. એવું કાર્ય કરવું નહિ, કે, જે લોકો સમક્ષ કહી શકાય નહિ. ગમે તેમ હોય, પણ તમારા જેવાં જો બધા હોત તો આ પૃથ્વી છોડીને કોઇ પણ સ્વર્ગે જવાની ઇચ્છા કરત નહિ.

તમારો

હર

## પત્રાંક ૩૪

**પરમ સ્નેહમયી! મા,**

મા! પ્રકૃતિની બાબતમાં હું શું જાણું છું, કે, આપને કહી શકું? તેનાં માત્ર સામાન્ય ગુણ અને શક્તિ વર્ણવવાને કોઈનું પણ સામર્થ્ય નથી, તો અતિશયોક્તિની તો વાત જ શી? મા! શા માટે હું આપ લોકોને આટલો બધો ચાહું છું તે હું જાણતો નથી. મને તેમ કરવું ગમે છે તેથી જ ચાહું છું, આપના ગુણ જાણીને નહિ. આપ લોકોના ગુણ જાણવાની શક્તિ કોઈની પણ નથી. જો કોઈની પણ હોય તો તે કૃષ્ણની છે. જેમની પ્રકૃતિ છે તેઓ જ જાણે છે, કે, તેમાં કેટલું બલ છે. તો પણ હું માત્ર એટલું જ જોઉં છું, કે, જગતમાં જે કાંઈ દેખાય છે તે સર્વેના આધારસ્થાન આપ લોકો જ છો. આપ પ્રસવ અને પાલન ન કરો તો કાંઈ પણ રહી શકે નહિ. તેથી જ મા, મેં તમારા લોકોનું શરણ લીધું છે. ખરૂં જોતાં જગતમાં જે કાંઈ છે તે સર્વ જ પ્રકૃતિ છે. મા! હું પુરૂષ છું એવા ગમે તેટલા અભિમાનથી અભિમાની હોઉં તો પણ ખરૂં જોતાં હું પ્રકૃતિ વ્યતીત બીજું કંઈ નથી અને હોઈ પણ શકવાનો નથી. મા! સુવર્ણ, રૂપું, હીરા, માણેક, ઈત્યાદિ જે પણ જુઓ છો તે બધાં જ જેમ માટી સિવાય બીજું કાંઈ જ

નથી, તે પ્રમાણે મા ! તમે, હું, શ્વાન, બિલાડી, વૃક્ષ, પત્ર કીટ, પતંગ, જે કાંઈ દેખાય છે તે સર્વ જ એક પ્રકૃતિ સિવાય બીજું કાંઇ જ નથી. આ અનંત પ્રકૃતિને લઇને ચૈતન્ય રૂપે કૃષ્ણ જ, એક માત્ર પુરૂષરૂપે નિત્ય મહારાસ-લીલા રમી રહ્યા છે. મા ! આ રાસલીલા અનાદિ, અનંત, અને તેથી નિત્ય છે. આનું જ નામ, મા, મહારાસ. તેજ એક માત્ર પુરૂષ કૃષ્ણ મહાપ્રકૃતિને લઇને કોઇને કોઇ રૂપે રમણ કરી રહ્યા છે. આ ખેલનો વિરામ નથી—અંત નથી. મા ! આ રાસની વાતનું ચિંતવન કરતા જતાં બ્રહ્મા, શિવ, આદિ પણ અગાધ ચિંતા—સમુદ્રમાં પડી ડૂબકાં ખાય છે. આનું ખરૂં સ્વરૂપ જાણવાને તે કૃષ્ણ વ્યતીત બીજા કોઇની પણ શકિત નથી. આ ખેલનું તત્વ માત્ર એક કૃષ્ણ અને તે મહાપ્રકૃતિ રાધા જ જાણે છે. બીજાને માટે તો તે અસંભવિત છે. ગમે તેમ હોય, પણ, મા, ડગલે ડગલે થતો મારો અપરાધ મનમાં લાવતા નહિ. મા ! તમારા લોકોનો ખેલ, મા, તમે લોકો જ સમજો અને દયા કરી જેને સમજાવો તે જ સમજે. બીજાને માટે તે દુર્બોધ્ય છે.

તમારા લોકનો પુત્ર

હર

## પત્રાંક ૭૫

**પ્રાણપ્રિય ભાઇ અટલ !**

તમારા પત્રદ્વારા મારાં માના આરોગ્યના સમાચાર જાણી હું કેટલો આનંદિત થયોછું તે તો તે અંતર્યામી જ જાણેછે. હું જાણતો નથી, કે, ભાઈ, તમારા લોકોના પત્રમાં શી માદકતા શકિત છે. તેમ જો નહિ હોય તો, પ્રાણ આટલો ઉન્મત્ત કેમ થાય વારુ? તે રસમયના ભક્તો પણ રસમય હોય છે. તેથી તમારો પત્ર આટલો આનંદદાયક અને સુમધુર છે. જો જો, ભાઇ મારી ઉપર નજર રાખજો. હમેશાં તમારી પાસે રહેવા મને દેતા નથી તેથી કરીને, ભાઇ, મને તમારા હૃદયમાંથી કાઢી મૂકતા નહિ. ઘણા દિવસની પુરાતન વાત તમે યાદ રાખી છે. તેથી હું બહુ સુખી થયોછું. પરંતુ ભાઇ! તેને યાદ કરી આટલી ઘૃણા શા માટે બતાવો છો? પ્રાણપ્રિય અટલ! યમુનાની સ્વાભાવિક ગતિ નીચાણ તરફ અને અગાધ સમુદ્રાભિમુખે હોય છે. આ ગતિનો રોધ કરવાને કોઈ ઉપાય નથી. ભાઇ, સમુદ્રનું મહા આકર્ષણ સામાન્ય નદી શું સહન કરી શકે વારૂ? અવશ્ય તેના આકર્ષણથી ખેંચાઈ, જેમાંથી તેની ઉત્પત્તિ થઈ છે એવા તે મહાસમુદ્રમાં તે વિલીન થઈ જાયછે—તેનું

કાંઇ ચિન્હ પણ દેખાતું નથી. સ્વાભાવિક અધોગામિની તે યમુનાને સ્થિર કરવાને કોનું સામર્થ્ય છે! આ પ્રમાણે કરવાના બે માર્ગ છે. એક તો સમુદ્રને સ્થિર કરવાનો. જો સમુદ્રમાં ભરતી—ઓટ ન થાય તો તેમ થયાથી તે સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલી નદીઓના જલની વધ—ઘટનો અને તેની સાથે તેની ગતિનો પણ રોધ થઇ શકે. પરંતુ ભાઇ, સૂર્યરશ્મિના સંયોગે કરી સમુદ્રનું જલ વરાળરૂપે ઉપર ચઢી મેઘોને ઉત્પન્ન કરે છે અને તે કારણથી સ્વયમ્ પણ ઘટી જાય છે; પછી તે વૃષ્ટિરૂપે સર્વે નદીઓને પૂર્ણ કરે છે અને તે જ આ નદીઓની ગતિનું કારણ થાય છે. સમુદ્રની સ્વાભાવિક થતી આ વધઘટનું નિવારણ કરવું અતિશય દુઃસાધ્ય છે; કેવલ દુઃસાધ્ય નહિ, પરંતુ સંપૂર્ણ અસંભવિત છે. આ કારણથી, પ્રથમ માર્ગ પ્રમાણે, નદીઓની પણ ગતિનો રોધ કરવો અસંભવિત છે. તો હવે રોધ કરવાનો અન્ય ઉપાય જોઇએ. જો, કે, ખરૂં જોતાં તે ઉપાય કાંઇ રોધ કરવાનો નથી. એ તો, જે મહાસમુદ્ર તેની (યમુનાની) ઉત્પત્તિનું કારણ છે તેમાં તેનો (યમુનાનો) લય થવા ન દેવો, એ જ માત્ર છે. તેનું નામ વિપરીત ગતિ. આ કેવલ તે બંસીધારીના બંસીનાદ વ્યતીત અન્ય ઉપાયથી કરી શકાય તેમ નથી. તે બંસીધારીનો બંસીસ્વર સાંભળતાં માત્ર યમુના ઊર્ધ્વ વહેવા માંડેછે અને ઊર્ધ્વ વહ્યાથીજ તેનો ધ્વંસ થતો

નથી. જે પ્રમાણે આ યમુનાના સંબંધમાં સ્વાભાવિક છે તે પ્રમાણે જીવ સંબંધે પણ સ્વાભાવિક છે. સર્વે જીવો કે જેઓએ મહાસમુદ્રરૂપિણી પ્રકૃતિમાંથી અસ્તિત્વ પ્રાપ્ત કર્યું છે તેઓ આ સ્વાભાવિક ગતિને વશ થઇ તે મહાસમુદ્ર તરફ દોડી જઈ, લયને પ્રાપ્ત થાયછે; નિવારણનો કોઇ ઉપાય નથી. પ્રકૃતિ સદા ચંચલ છે. પ્રકૃતિનો આ સ્વાભાવિક નિયમ–શકિત–છે. આ કારણથી જીવ કેવી રીતે સ્થિર રહી શકે, ભાઇ? ધન્ય પ્રકૃતિ! ધન્ય છે તમને કે જેના સામાન્ય હાસ્ય–રોદન સાથે આબ્રહ્મસ્તંબપર્યંત સમસ્ત જડ અને ચૈતન્યયુક્ત જગતના હાસ્ય અને રોદન ભળેલાં છે. ધન્ય પ્રકૃતિ! ધન્ય છે તમારાં બલ અને કાર્યને! ભાઈ અટલ! આ અપાર સમુદ્રના હાથમાંથી બચવાને હવે એકમાત્ર ઉપાય બંસીધારીનો બંસીધ્વનિ કે જેના શ્રવણથી સ્વયમ્ પ્રકૃતિ પણ જડવત્ સ્પંદરહિતા થાય છે. માટે કહું છું, કે, આપણી ઉત્પત્તિના મૂલ–કારણ–સ્વરૂપા પ્રકૃતિના ચરણમાં નમસ્કાર કરી, જેનાથી તે બંસીસ્વર સાંભળવા મળે તેવો પ્રયત્ન કરવો એ શું ઉચિત નથી? ભાઈ અટલ! જે બંસી સદાએ વાગે છે અને ગોપીગણ પ્રાણાનંદે શ્રવણ કરે છે, તે બંસી કદી પણ બંધ થતી નથી અને ગોપીગણ સિવાય બીજાઓ તે સાંભળી પણ શકતા નથી. જયદેવે તે સાંભળીનેજ તો લખ્યું છે કેઃ-

" **नामसमेतं कृतसंकेतं वादयते मृदु वेणुम्** " ઇત્યાદિ.

(ગીતગોવિંદ, સર્ગ ૫).

ભાઇ, તે બંસી બંધ થવાની નથી. આ પ્રકૃતિને શરણે જઇએ તો સાંભળવા મળે. આવો દિન ભાગ્યમાં શું આવશે કે? હે વ્રજવિહારિણી ગોપીગણ! તમે લોકો શું કોઇ દિવસ કૃપા કરશો કે? ભાઇ! આ મહાસમુદ્રને કદી પણ સ્વેચ્છાપૂર્વક હલાવવા જતા નહી. સમુદ્રના સામાન્ય હલવાથી પ્રકાંડ પ્રકાંડ નૌકાઓ તૃણની પેઠે લયને પામે છે. માટે કહું છું, કે, આ પ્રકૃતિ–સમુદ્રના સામાન્ય ક્ષોભથી અસંખ્ય અસંખ્ય જીવોનો ધ્વંસ થઇ જાયછે. કૃષ્ણ આપણું રક્ષણ કરો. પ્રકૃતિગણ આપણા ઉપર દયા કરો. જે ખેલ ખેલવાને માટે આવા ભયાનક અગાધ સમુદ્રમાં મેં ઝંપલાવ્યું છે તે ખેલ હું ખેલી જઇ શકું! ભાઇ ભગવાન! તમે તો જાણો જ છો, કે, તે જ કારણથી રામાનંદે આપણા ગૌરહરિને નિવેદન કર્યું છે કે:—

"કોણ રહેશે સ્થિર તવ માયા તણા ખેલમાં."

આ પ્રકૃતિ–સમુદ્રમાં સ્થિર રહેવું ઘણું કઠિન છે. તો પણ આ પ્રકૃતિની ખુશામત કરતાં અને પ્રકૃતિના નેતા જગત્સ્વામી કૃષ્ણની કૃપા–પ્રાર્થના કરતાં કરતાં કદાચિત્ કિનારો જડી આવે. પ્રકૃતિ ગમે તે જાતીય હોય, પશુ, પક્ષી, કીટ, પતંગ, ગમે તે રૂપમાં તેનું અવસ્થાન હોય, સદાએ આપણે તેને સભક્તિનેત્રે જોઇ શકીએ! ભાઇ ભગવાન! ભાઇ બંદોપાધ્યાય મહાશય! આ મહાસમુદ્રની અંદર રહી નિશ્ચિંત રહેવાનો સંકલ્પ કરવો અને ઘીમાં બોળેલું કાપુસ અંગ ઉપર લપેટી પ્રજ્વલિત અગ્નિમાં

સ્વસ્થ કાયાથી રહી શકવાની ઇચ્છા રાખવી તે બંને સમાન છે, કે, નહિ? ધન્ય પ્રકૃતિ તમારા બલને! આ બલ જોઇને જ શ્રીજયદેવે લખ્યું છે કે:—

" कंसारिरपि संसारवासनाबद्धशृंखलाम् ।

राधामाधाय हृदये तत्याज व्रजसुन्दरी ॥"

આ કારણથી જ ગીતા કહે છે કે:—

" पुरुषः प्रकृतिस्थोऽपि भुंक्ते प्रकृतिजान् गुणान् "

ત્યારે હવે બીજાની તે શી વાત? ભાઈ, જ્યારે તે સચ્ચિદાનંદમય નિત્યાનંદસ્વરુપ ચૈતન્ય જ પ્રકૃતિ–સમુદ્રમાં પડી ડૂબકાં ખાય છે ત્યારે આપણી તો વાત જ શી! માટે ભાઈ, આપણે તો આ મહાપ્રકૃતિ તરફ હમેશાં ભય અને ભક્તિપૂર્વક નેત્રે જોવું જોઇએ. આ પ્રકૃતિની કૃપા થવાથી એક દિવસ તે પરમપુરૂષને જોઇ શકાશું. મારી કન્યા, મારી સ્ત્રી, મારી બહેન એવું માની આપણે કદી પણ છેતરાવું નહિ. પ્રકૃતિ માત્ર જ પ્રણમ્ય છે, પછી ભલે તે ગમે તે હોય.

ભાઇ ભગવાન્! રાધારાણીની દયાથી તમારામાં રાધાકુંડના ગુણ આવ્યા છે સાંભળી હું અપાર આનંદમાં મગ્ન થાઉં છું. ધન્ય છે તમને! ધન્ય છે અમને! ભાઈ ભગવાન્! મારાં માને મારા પ્રણામ કહેજો અને નિવેદન કરજો, કે, આ અધમને કદી પણ પોતાના ચરણથી વેગળો ન કરે. એઓનું ચરણ જ એકમાત્ર નિરાપદ સ્થાન છે; ચિરકાલ તે દુર્ગમાં વાસ કરૂં, કે, જેથી કોઈને પણ નેત્રકટાક્ષ કરવો ન પડે. માને મારા પ્રણામ કહેજો. એઓને

સંપૂર્ણ આરામ થયાના સમાચાર મોકલી મને ચરિતાર્થ કરજો. બંદોપાધ્યાય મહાશય, આપ અને આપનાં પત્ની મારા પ્રણામ કબુલ કરજો. ધન્ય છે આપને! આપની તુલના નથી. જો, જો, મને સ્મરણમાં રાખજો; હું અતિદીન છું જાણી ભૂલતા નહિ. નવકુમારને મારો પ્રેમ દેજો. પ્રાણપ્રિય શારીને મારો અંતરનો સ્નેહ આપી કહેજો, કે, મારું પણ મન દર્શનને માટે સદા અભિલાષી છે, પરંતુ કાર્ય માત્ર સમયને અધીન છે; સમય આવતાં ઈચ્છા પૂર્ણ થશે. કોઈપણ વિષયમાં વાસના ન રાખવી એ જ કર્તવ્ય છે. વાસના જ બંધનનું કારણ છે. માત્ર તે કૃષ્ણ સંબંધીય વાસના પૂર્ણ મુક્તિનું કારણ છે. શારીને ખૂબ આગળ વધવાને ઉત્સાહિત કરજો, અને કહેજો, કે, મારી ઉપર નજર રાખે.

પ્રાણપ્રિય ભાઈ ભગવાન્! તમારા પત્રમાં આ વખતે એક અનનુભૂત આનંદ સમાયલો છે. તે આનંદ માદકતામય હોવાને લીધે મારાં પ્રાણ અને મન ઉન્મત્ત થયાં છે. સદાએ ઈચ્છા થાય છે, કે, એકવાર તમારો પવિત્ર દેહ આલિંગન કરી આ કલુષિત શરીરને પવિત્ર કરું. જો કે ભાગ્યવશાત્ મેઘ દેખાયો હતો ખરો, પરંતુ દુર્દૈવ બળે તે પણ હવે અંતર્હિત થઈ ગયો. હે ભાઈ ભગવાન્! જેઓને પ્રેમ કરવા માટે પાત્રો છે તેઓ અહિં તહિં કાં વિખરાઈ જાય છે? પ્રાણમાં કેટલા નૂતન નૂતન તરંગો રોજ ઉત્પન્ન થાય છે, અને વળી કેટલી નવીન નવીન ભાવનાઓ

જાગૃત કરે છે. દેખવાની અને દેખાડવાની ઇચ્છા કાં પૂર્ણ થતી નથી, ભાઈ? તમારા મુરલીધરને શું વિરહ આટલો બધો પ્રિય લાગે છે? પાસે તે રહેતા નથી— રહેવા દેતા પણ નથી. આનું શું કારણ હશે, ભાઇ? હું પાપી છું તેથી? ત્યારે મને તમારી સાથે સમાગમ થયો કેમ કરીને? ભાઇ, તમારા આ કૃષ્ણને કહેજો, કે, તમારા આ હતભાગ્ય બંધુને પારકો ન ગણે. જેવી રીતે તમે મને કૃપા કરી આપનો ગણો છો તેવી રીતે તમારા તે ત્રિભંગીને કહેજો, કે, તેઓ પણ મને તમારા નોકરોમાંનો એક ગણી કૃતાર્થ કરે. હું તો અતિ અપાત્ર છું. મને ભરોંસો કેવલ તમારો જ છે. તમારા ગુણથી અને સહાયથી જો કદી પણ ચરિતાર્થ થઇ શકું તો જીવન સાર્થક થયું માનીશ. ભાઈ! કદી પણ આવો દિવસ મારો આવશે ખરો? “ક્યારે સુદેવી સખા” ઇત્યાદિ, એ ગીતમાં વર્ણવેલો દિવસ શું મારા ભાગ્યમાં લખ્યો છે ખરો? તમે જ જાણો. ભાઇ ભગવાન્! રાધાકુંડમાં સ્નાન કર્યાથી જે પરિવર્તન થાય છે તેની વળી વાત શી? આ કાંઈ સામાન્ય પરિવર્તન ન હોય. અનંત તપશ્ચર્યાથી પણ જે નથી થઇ શકતું તે એકવાર માત્ર રાધાકુંડમાં સ્નાન કર્યાથી ઘટી શકે છે. ભાઈ! તમને શું યાદ નથી કે તમારા નટવર કેવા શ્યામ વર્ણવાળા હતા? તેમણે એક દિવસે રાધાના વિરહથી વ્યાકુલ થઇ રાધાકુંડમાં ડૂબકી મારી. કેટલીક ક્ષણ પછી [illegible]માંથી બહાર આવી જુએ છે તો પોતાનું તે અતિ શ્યામ

રૂપ સુવર્ણ જેવું થઈ ગયું છે. તેને લીધે તેઓ વિદેશી સ્રીના વેશે શ્રીમતીની સમીપ જઇ શકયા. જ્યારે રાધાકુંડમાં સ્નાન કર્યાથી તમારા કૃષ્ણ ગૌરકાંતિ પ્રાપ્ત કરી શકયા હતા ત્યારે તમારી જે આ મનની પવિત્રતા અને તેને લીધે નવીન ભાવનાના અંકુરો ઉત્પન્ન થાય તેમાં વળી આશ્ચર્ય શું? જે રાધાકુંડના જલ-સ્પર્શથી મારા ગૌરહરિ આનંદ અને પ્રેમમાં પુલકિત અને મૂર્છિત થયા હતા, તેમાં સ્નાન કર્યાથી અપાર આનંદ મળે તેમાં વળી આશ્ચર્ય શું? જે રાધાકુંડના માત્ર સ્મરણથી જ પ્રાણ અને મન આકુલ થાય છે અને અત્યંત પ્રેમથી શરીર પૂર્ણ થાય છે તો પછી તેના સ્નાનનું ફળ તે કેવું હશે તે કોણ જાણે ભાઈ? ભાઇ હરિ! ધન્ય છો તમે કે જે તે રાધાકુંડ-તીર-વિહારી હરિના નિત્ય સહચર છો. હું હતભાગ્ય રાધાકુંડની વાત તે શું સમજી શકું? ભાઈ હરિ! રાધાકુંડમાં સ્નાન કર્યા પછી તમને નામમાં તથા પાઠમાં મન લાગતું નથી તેનું કારણ તો તમે જ કહિ શકો. મારી આગળ શા માટે જીજ્ઞાસા કરો છો ભાઈ? હું તો અત્યંત મૂર્ખ અને અહંકારથી ઉન્મત્ત છું. મારા જેવા અજ્ઞાની જીવ આગળ આ વિષે જીજ્ઞાસા કરવી એ શું સારૂં કર્યું છે? તમારૂં લખાણ તમે જ જાણો અને જાણે તમારા તે જ—તે. તોપણ ભક્તમાલ ગ્રંથમાં ગોવિંદચરિતમાં એક ગાન છે, જો કે તેનો અર્થ તો જાણુતો નથી પણ માત્ર વાંચ્યું છે. તે આ:-

# પાગલ હરનાથ

"ભજ રે મન, શ્રીનંદનંદન, અભય ચરણારવિંદ રે,
શ્રવણ, કીર્ત્તન, સ્મરણ, વંદન, પદસેવન, દાસ્ય રે,
સખીજન–સેવન, આત્મનિવેદન, ગોવિંદદાસ અભિલાષ રે."
ઇત્યાદિ, ઇત્યાદિ.

માટે મને લાગે છે, કે, તમારૂં મન હવે નામ જપવામાં અને પાઠ કરવામાં લાગતું નથી. ભાઇ! બાલક મોટો થયે વળી કાંઇ માતૃસ્તન ઉપર નિર્ભર કરી રહી શકે—રહે છે? આહારના પરિવર્તનની સાથે સાથે મનના ભાવનું પણ પરિવર્તન થાય છે. તમારૂં પણ તેમ થયું લાગે છે. ભાઇ હરિ! પ્રાણપ્રિય અટલ! માન્યવર બંદોપાધ્યાય! જુઓ ભાઇ! શ્રીમતી પ્રથમ તો બંસી શબ્દ, પછી કૃષ્ણનામ શ્રવણ, ત્યાર પછી રૂપ–દર્શન, અને તેના પછી સ્પર્શસુખનો અનુભવ કરી ચરિતાર્થ થયાં છે. એકવાર કૃષ્ણનામ સાંભળ્યા પછી બંસી વળી સારી લાગે? જ્યારે રૂપ–દર્શન થયું કે પછી કેવલ નામ લીધાથી સુખી થવાય વારૂ? જ્યારે એકવાર સ્પર્શસુખ અનુભવ્યું તો પછી કેવલ માત્ર રૂપના ધ્યાનથી પરિતૃપ્તિ મેળવી શકાશે? શ્રીચૈતન્યચરિતામૃતમાં લખ્યું છે, તેમજ વિવર્ત્તવિલાસમાં પણ લખ્યું છે કેઃ—

"ગોપી નથી યોગીશ્વર કે તમારા પદકમલનું ધ્યાન
કરી મેળવે સંતોષ."

જ્યારે તેઓએ સ્પર્શ કર્યો છે, ત્યારે વળી ધ્યાન શાનું સારૂં લાગે? આજે તમારૂં પણ તેમજ થયું લાગે છે.

ધન્ય છે તમને ! ધન્ય ધન્ય ! ભાઇ ! મધ્યે મધ્યે આ પ્રમાણે પથ દેખાડી મને પ્રલુબ્ધ કરજો. હમેશને માટે જાણે એક લોહકટક જેવો હું ન રહું. જો નામ જપવું છે તો માત્ર નામને માટે નામ નહિ જપતા; તેમનું નામ છે એમ જાણી જપ કરજો. જો પાઠ કરવો છે તો તેમના ગુણકીર્તન યાદ કરી પાઠ કરવો એ શું ઉચિત નથી? શ્રવણ કરવું છે તો હૃદયના પ્રેમની વાત યાદ કરી ગોપનમાં શ્રવણ કરવું. જુઓ ભાઇ, જ્યારે કન્યાના વિવાહની વાત થતી હોય, પરંતુ વિવાહ ન થયો હોય, ત્યારે સ્વામીનું નામ માત્ર સાંભળતાં તેને આનંદ થાય છે; વિવાહ થયા પછી જ્યારે કેવલ માત્ર પરસ્પર દૃષ્ટિ મળે છે ત્યારે તે તેના રૂપનું ધ્યાન અને ગોપનમાં તેના ગુણગાન અને નામ–જપ કરતી રહે છે અને અપાર આનંદ મેળવે છે. ત્યાર પછી જ્યારે સામાન્ય પ્રણય થાય છે ત્યારે જો સ્વામીની કથા અન્ય કોઇ કરતાં હોય તો તે ગુપ્ત રીતે ઉભી રહી પ્રાણ લગાડી શ્રવણ કરી આનંદ મેળવે છે. ત્યાર પછી જ્યારે પ્રેમ ગાઢ થાય છે ત્યારે પૂર્વના આ સઘળાં શું વળી સારાં લાગે? અને તે છતાં જો કદાચિત્ લાગે તો તે પ્રેમના વિષયને લઇને જ માત્ર. માટે કહું છું, કે, એ સઘળું છોડી શકાય તેમ નથી—ઉન્નતિની સાથે સાથે તે પોતાની મેળે અંતર્હિત થઇ જશે. જવા દો ભાઇ ! પાગલના આ બધા બકવાદનો અંત નથી. આ સમુદ્રની લહરીઓ ગણવી અશક્ય છે. જ્યારે તેઓ દિન દેખાડશે ત્યારે સર્વે મળી

પાગલ હરનાથ

પ્રાણાનંદે આ સમુદ્રમાં ડૂબી ડૂબીને આનંદ લેશું. તોપણ આ માત્ર કહી રાખું છું, કે, અભાગી સમજી મને છોડી દેતા નહિ. મધ્યે મધ્યે મને યાદ કરતા રહેજો.

તમારા લોકનો

હર

# અપૂર્વ પત્રાવલી

## પત્રાંક ૩૬

### શ્રીચરણમાં ( હરિદાસ મુખોપાધ્યાય )—

ભાઇ હરિ! ઘણે દિવસે હું યાદ આવ્યો. ગમે તેમ હોય, યાદ આવ્યો એ જ બહુ થયું. આજકાલ શું બીજાને વિષે વિચાર કરવાને અવકાશ મળે છે ખરો? આજ " एकश्चन्द्रस्तमो हन्ति." આપ વળી આ સર્વ શું લખો છો? આપને ઉપયુક્ત પાત્ર માનીને જ દયામય કૃષ્ણે કાં તો દયા કરી અથવા તો જોર કરી જ્યાં હતા ત્યાંથી ખેંચી લાવી વ્રજના દ્વારપાલનું પદ તમને આપ્યું છે. આના કરતાં બીજું શું સૌભાગ્ય હોઇ શકે? કોઇ શત્રુના હાથમાંથી મુક્ત થવાના ઉપાય—જો શત્રુ કમજોર હોય તો તેનો વિનાશ કરવો અથવા તો તેને આપણે પોતાને અધીન કરવો, અને જો શત્રુ બલવાન હોય તો તેની પાસેથી પલાયન કરી જવું. આ બે સિવાય ત્રીજો ઉપાય હોય એમ મને લાગતું નથી. માટે કહું છું: કે, જો કોઇ, કોઇ પણ શત્રુના હાથથી નિશ્ચિંત થવા ચાહે તો મન, વાણી અને કર્મથી તેનું ચિંતવન ન કર્યાથી જ તે નિશ્ચિંત થઇ શકે છે. કામ, ક્રોધ, અથવા બીજા કોઇ પણ બલવાન શત્રુના હાથમાંથી છૂટકવાની જો ઇચ્છા હોય તો તેમના રાજ્યપ્રતિ દૃષ્ટિપાત પણ કરવો નહિ. આપણું પોતાનું કર્તવ્ય

માત્ર આજ—અને તે ઉપરાંત તે કરૂણામય કૃષ્ણનો આશ્રય લેવો જોઇએ અને તેની પાસે રક્ષાને માટે સર્વદા પ્રાર્થના કરવી જોઇએ. કૃષ્ણનું નામ સાંભળીને સર્વે શત્રુઓ પોતે જ દૂર પલાયન કરે છે, કારણ કે તે સર્વેને તેમનો ભય હોય છે. તેથી કરીને જે કોઇ આ દુર્જય શત્રુગણથી છૂટવા ચાહે તો તેણે અહરહ: કૃષ્ણ—નામમાં મત્ત રહેવું જોઇએ. તેમ થવાથી કોઈ પણ ભય રહેશે નહિ. આ સર્વે મહાશત્રુઓ જ્યારે તમને સર્વદા મહાસ્ત્રધારી જોશે ત્યારે તેઓ પોતે જ પોતાની મેળે તમારા શરણાંગત થઈ પડશે. નામના જોરથી સર્વ કાંઈ થઈ શકે છે. આટલા માટે જ શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે:—

" **कलेर्दोषनिधे राजन्नस्त्येको महान् गुण: ।**

**कीर्तनादेव कृष्णस्य मुक्तबंध: परं व्रजेत् ॥** "

તેથી કરીને આવું મહાસ્ત્ર બીજું કોઇએ નથી. સર્વદા નામમાં મગ્ન રહ્યાથી કોઇ પણ ભય પછી નથી. આટલા માટે જ શ્રીચૈતન્યે ( ૧ ) જીવ માત્ર પર દયા, ( ૨ ) નામમાં અભિરૂચિ, અને ( ૩ ) વૈષ્ણવ સેવન એવો ઉપદેશ કર્યો છે.

બની શકે તેટલું આ ઉપદેશનું પાલન કરવાને પ્રયત્ન કરવો એ સર્વેનું કર્તવ્ય છે. પ્રથમ આરંભ—સર્વે જીવ ઉપર દયા રાખતાં રાખતાં કૃષ્ણ—નામમાં અભિરૂચિ થાય છે અને નામમાં રૂચિ થયાથી જ નામ જપતાં જપતાં મહાપુરૂષોની દયા થાય છે. મહાપુરૂષોની દયા કૃષ્ણ—કૃપા

કરતાં પણ અધિક મૂલ્યવાન છે. કૃષ્ણ-પ્રાપ્તિ થતાં જ જીવ મુક્તિ પ્રાપ્ત કરે છે, પરંતુ કૃષ્ણ-ભક્તને મેળવ્યાથી જીવ સ્વયમ્ કૃષ્ણને મેળવી શકે છે. તેથી કરીને કૃષ્ણને પ્રાપ્ત કરવા કરતાં કૃષ્ણ-ભક્તનો સંગ વિશેષ મૂલ્યવાન છે. કેવલ નામ જપ કરતાં કરતાં ભક્તસંગ મેળવી શકાય છે. માટે હાથ જોડીને એ જ નિવેદન કે સદા નામમાં ડૂબ્યા રહો. નામ કર્યાથી શું થશે અથવા શું નહિ તેનો વિચાર ન કરતાં અહરહ: નામમાં ડૂબ્યા રહો એટલે ચિરસુખ અને ચિરશાંતિમાં રહેશો. આ હતભાગ્યને ભૂલશો નહિ.

આપ લોકનો સ્નેહી

હર

## પત્રાંક ૩૭

**મારા પ્રિય ઉપેન બાબુ!**

આપનો પ્રેમપૂર્ણ પત્ર મળ્યાથી અપાર આનંદિત થયો છું. મારું ધારવું એવું છે, કે, કૃષ્ણ બહુ દયામય છે; વિશેષ કરીને શરણાગતના તો તેઓ અત્યંત પાલક છે. તેમની દયાથી આપ ક્રમે ક્રમે ઉન્નતિ કરી શકશો અને શરીર પણ ક્રમશઃ કર્મ કરવાને શક્તિવાન થશે. મન. વાણી અને કર્મથી તેમનું શરણ લેજો. આપ તો જાણો છો કે દેવતાગણ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોમાંથી કોઇને કોઈ ગુણના પક્ષપાતી હોય છે. કોઇ દેવતાની આરાધના સત્વ ગુણાવલંબી થઈને કરવી પડે છે. કોઇ દેવતા રજોગુણ–પ્રિય હોય છે, અને કોઇ વળી તામસિક હોય છે. વળી આ ત્રણે ગુણોના યોગ અને વિયોગથી શરીર ઉત્પન્ન થાય છે. માટે કહું છું, કે, શરીરને, યોગ્ય સાધન કર્યાથી જ. સત્વર ફલની પ્રાપ્તિ થાય છે. શરીર વળી આહાર ઉપર આધાર રાખે છે. આથી કરીને જેનો જેવો આહાર તેવું તેનું શરીર થઈ પોતાને યોગ્ય ગુણનું ગ્રહણ કરે છે. તેટલા માટે પ્રથમથી જ આહારને જ સાધનનો મૂલ પાયો સમજવો જોઇએ અને આહાર ઉપર વિશેષ નજર રાખવી જોઇએ. વ્યાધિના સમયમાં તથા ત્યાર પછી

પણ ખરા વૈદ્યો શા માટે લઘુ પથ્યની વ્યવસ્થા કરે છે, કહો વારુ? લઘુ આહારથી શરીર આરોગી રહે છે અને સત્વગુણનો ઉદય કરી શકાય છે અને સત્વ ગુણ જ શરીર રક્ષાની એકમાત્ર શક્તિ કહી શકાય. આપણા શાસ્ત્રોમાં તેથી જ કરીને સત્વ-પ્રધાન વિષ્ણુને પાલનકર્તા કહ્યા છે. વળી આ ગુણથી વિપરીત તમોગુણ જ નાશનું કારણ છે. આજ કારણને લીધે તમ-પ્રધાન શિવને સંહારકર્તા કહ્યા છે. માટે કહું છું કે મહાશય, જો શરીર નીરોગી રાખવું હોય તો વિશુદ્ધ આહારની વિશેષ જરૂર છે. આ કારણને લીધે નિવેદન એ જ કે કોઈ પણ જાતનો સંદેહ રાખ્યા વિના તામસિક આહારનો એકીવારે ત્યાગ કરવો એ જ ઉચિત છે. ફલ, મૂલ, શાકભાજી આ જ સાત્વિક આહાર છે, અને મત્સ્ય, માંસ, મદ્ય, કાંદા, લસણ વગેરેની તામસિક આહારમાં ગણના થાય છે. જો શરીરને નીરોગી કરવા ચાહતા હો તો પ્રથમથી જ આહાર વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન કરજો. થોડા દિવસ માટે બીજાને ત્યાં જમવા જવાનું છોડી દેવાથી બહુ જ સારું થશે. ઘી, દૂધ ઇત્યાદિ ઇચ્છા પ્રમાણે લેજો. મત્સ્ય અને માંસનો એકીવારે ત્યાગ કરજો, તે એટલે સુધી કે તેની લાલસા પણ ન થાય. ફલમાં વિશુદ્ધ સત્વપ્રધાન ફલ તે બિલ્વફલ છે. આટલા માટે જ તમ-પ્રધાન દેવ શંકરે આ બિલ્વમૂલનો આશ્રય લીધો છે. બિલ્વપત્ર, બિલ્વછાલ, બિલ્વફૂલ અને ફલ એ પ્રત્યેકમાં તમોગુણનો નાશ કરવાની શક્તિ છે માટે જ

શંકરને એ સર્વે પ્રિય છે. આ બિલ્વફલ જ્યારે મળે ત્યારે અવશ્ય ખાજો. ફલ ન મળે તો પાનનો રસ પીજો. પાનના રસમાં મિષ્ટતા નથી પરંતુ થોડી સાકર મેળવીને પી શકાશે. આમ કર્યાથી આપનું શરીર ક્રમે ક્રમે સુધરતું જશે. જો આ રસ તમને ઠંડો પડે તો સાકરને બદલે મીઠું મેળવીને પીજો. મહાશય, આ પ્રકારે શરીર સત્વ-પૂર્ણ થયેથી મન અસત્ વિચારનો ત્યાગ કરશે. ત્યારે તમે અતિ આનંદે મધુર કૃષ્ણ-નામ લઇ આ અને હવે પછીનું જીવન સાર્થક કરી શકશો. કૃષ્ણ-નામ કરતાં બીજો કોઇ મહામંત્ર નથી. કૃષ્ણ-નામ સકલ પ્રકારનાં સુખ આપવા સમર્થ છે. સકલ સિદ્ધિ મેળવી આપી શકે છે અને સર્વ પ્રકારે ભક્તને કૃતાર્થ કરે છે. રાજસિક અને તામસિક તપ દ્વારા અનેક જણ સિદ્ધ થઇ શકે છે. પરંતુ સિદ્ધ થયા છતાં પણ તેઓના નિજ નિજ ગુણની શક્તિ નષ્ટ થતી નથી. આ વિષે અનંત પ્રમાણો મળી શકશે. રાવણ, કુંભકર્ણ, કંસ વગેરેના કરતાં શ્રેષ્ઠ સિદ્ધ પુરૂષો તો બીજા કોઇ નથી, પરંતુ સિદ્ધ થયા છતાં પણ તેઓ પોતપોતાના ઇષ્ટ દેવતાઓ સાથે બરોબરી કરવા ચૂક્યા નથી—આનું જ નામ તમ. માટે કહું છું. કે, સત્વ ગુણ દ્વારા આરાધના કરતા રહો, પવિત્ર અને સુખી થશો. કૃષ્ણ-નામ થકી કેવલ માત્ર શુદ્ધ સત્વગુણનો ઉદય થાય છે; તેનું ફલ ભક્તિ, ભક્તિ થકી પ્રેમ, અને પ્રેમ વડે જ તે પ્રેમમૂર્તિ હરિને પ્રાપ્ત કરી શકાય છે. આપ જો એમ કહો. કે, આપ તો

કુલ પરંપરા શાક્ત છો, આપનાથી નવીન પથ કેમ ગ્રહણ કરાય તો તે સંબંધે આપને હું કેવલ પ્રલ્હાદ, ઉદ્ધવ અને અને વિદુરના દૃષ્ટાંતો આપું છું. ઉપરાંત દૈનિક વ્યવહાર પણ સમજાવું છું. કન્યા દીર્ઘકાલ પર્યંત માબાપને અધીન રહે છે, પરંતુ જરા વયમાં આવતાં સ્વામીને અધીન થાય છે અને સુખમાં રહે છે. જ્યાં સુધી અજ્ઞાન અવસ્થા હોય છે ત્યાં સુધી 'મા' 'મા' કરી બાલિકા મા પાસે રહેવા ચાહે છે. પણ ત્યાર પછી સ્વામીના એક ક્ષણના વિયોગથી તેને, જાણે કે, પ્રલયનું દુઃખ થાય છે; સ્વામીના સામાન્ય સુખને માટે માના હજારો કષ્ટો ઉપર દૃષ્ટિ સુદ્ધાં પણ કરતી નથી. જે સ્ત્રી આથી વિપરીત આચરણ કરે છે તેને જ કુલટા ગણી સર્વે તેનો તિરસ્કાર કરે છે. જીવની અવસ્થા પણ બરોબર તેવી જ છે. જ્યાં સુધી જીવ અંધ હોય છે ત્યાં સુધી 'મા' 'બાપ' કહેતો કહેતો રહ્યા કરે છે. પરંતુ સ્વામી મળ્યા પછી સર્વે ભૂલી જાય છે. કૃષ્ણ જ જગતના એકમાત્ર સ્વામી છે. માટે નિવેદન એ જ કે સતી સ્ત્રીની પેઠે શરીર, મન અને વાણીથી તે સ્વામીના શરણાગત થઈ કૃતાર્થ થાઓ. આ બાબતમાં હું તો પૂર્ણ અંધ છું, તો પણ આપના જેવા મહા પુરૂષો પાસેથી જે કાંઈ મેં સાંભળ્યું છે તે જ જણાવ્યું છે. અત્યંત દરિદ્ર માણસ પણ લાખો રૂપીઆની વાતો કરી શકે છે. આટલા રૂપીઆ તેણે કદી જોયા હોતા નથી, તો પણ જેણે જોયા છે તેમની પાસેથી સાંભળીને તે પણ કહે છે, કે, લાખ રૂપીઆ આટલી જગામાં

માય અને કરોડ રૂપીઆ માટે આટલી જગા જોઇએ. મેં પણ, આવા દરિદ્ર હોવા છતાં, આપની પાસેથી માત્ર સાંભળ્યું છે. કૃષ્ણ—નામ સકલ સુખની ખાણ છે. જે મેં માત્ર સાંભળ્યું છે તે જ આજ નિવેદન કરૂં છું. આ વિષયમાં પારંગત અનેક મહાપુરૂષો છે. તેમની પાસેથી આ બધી વાર્તાનો સાક્ષાત્ અનુભવ કરી શકશો. મારી પાસે જે માત્ર અનુમાન જ છે તે બધું તેઓની પાસે પ્રત્યક્ષ જોઈ શકશો. આ વિષયમાં અનેક સંધાનો આપને રાધા (રાધાવલ્લભ શીલ) પાસેથી મળી શકશે. શ્રીહરિને કેદ કરવાનો સકલ સરંજામ તેની પાસે છે તે લેજો. વળી એક બીજું નિવેદન એ કે, નવીન વિવાહિતા સ્ત્રીની પેઠે પ્રથમ પ્રથમ તો મુખ ઘુમટામાં ઢાંકી રાખજો. જેને તેને દેખાડ્યાથી નિર્લજ્જ ગણાઇ નિંદા થશે. તેથી જ એમ જણાય છે કે, સાધુજનોએ વારંવાર કહ્યું છે કે :—

" આપણી ભજનની કથા
કરવી નહી જથા તથા. "

માટે કહું છું કે, મહાશય, મારી આ જ માત્ર ખાસ માંગણી છે, કે, જે કાંઇ પણ કરો તે ગુપ્ત રીતે જ કરજો. જેમ કે માંસાહારનો ત્યાગ જો કરવો હોય તો જમતી વેળા ઉલટી થવાનો ઢોંગ કરજો અને એક બે દિવસ એ પ્રમાણે કર્યા પછી કહેજો કે માંસ વિષે અરૂચિ થઇ છે. આ જાતની ચાતુરી તો બધીએ ખેલવી પડે છે. ત્યારે જ વિના અડચણે ઉન્નતિનો પથ જડશે; નહિ તો

# અપૂર્વ પત્રાવળી

અનેક વિટંબણાઓ અને અનેક કષ્ટો સહન કરવા પડશે. સંસારમાં રહીને હરિ–ભજન કરવું હોય તો ચાતુરીની જરૂર છે; સંસાર છોડયા પછી તેની તેટલી જરૂર નથી. સંસારમાં રહીને હરી–ભજન કેવી રીતે થઈ શકે તે દેખાડી આપનાર આદર્શ તે વ્રજલીલા છે. તેથી જ સામાન્ય દૃષ્ટિએ તેમાં આટલી બધી ચાતુરી દેખાય છે. મહાશય, પાગલનો પ્રલાપ ગણી આ બધાં અસંબદ્ધ લખાણ તરફ દુર્લક્ષ્ય દઈ મને કૃતાર્થ કરજો. માને સાક્ષાત્ ઈશ્વર માનજો; તેમના ચરણામૃતનું રોજ પાન કરતા રહેજો. જો મા સંતુષ્ટ થશે તો વિના કલેશે તમારા સાધનનો માર્ગ સરલ થઈ પડશે. મા સાક્ષાત્ દેવતા છે.

આપનો જ

હર

## પત્રાંક ૩૮

### મારાં પરમ સ્નેહમયી મા!

### ( કૃષ્ણકામિની દાસી. વૃંદાવનવાસિની )

મા ! આપનો સ્નેહથી પરિપૂર્ણ પત્ર મળ્યો. મા કોઇને પુત્રને પ્રણામ કર્યાથી પુત્ર અપરાધી થાય છે ત્યારે શા માટે, મા, આપે મને પ્રણામ લખ્યા છે ? પુત્રે માને પજવ્યાથી મા જ્યારે વિરક્ત થાય છે ત્યારે જ માત્ર દુ:ખથી તે પુત્રને પ્રણામ કરે છે. એ તો ઇચ્છાપૂર્વક તેને અપરાધી ઠેરવવા માટે. તેથી કહું છું, કે, મા, મને ઘણો ભય રહે છે, કે, મેં શું કાંઇ અપરાધ કર્યો છે, કે, આપ મારા ઉપર અસંતુષ્ટ થઇ આ પ્રમાણે લખો છો? ગમે તેમ હોય, મા, પણ હવે પછી મને પ્રણામ કરી દોષિત કરશો નહિ. હું તો આપના ખોળામાં ખેલવા લાયક બાલક છું. આજે હું માત્ર નામનો બ્રાહ્મણ થયો છું, તેથી શું આપ, આ પ્રમાણે કરો છો? માની પાસે તે વળી બ્રાહ્મણ શું મા? કૃષ્ણ જગતના સ્વામી છતાં જ્યારે ગોપઘરે યશોદાના નીલમણી થઇ રહ્યા હતા ત્યારે મા યશોદાએ તો કદી પણ તેમને પ્રણામ કર્યા ન હતા. ત્યારે શા માટે મા, આપે મને પ્રણામ લખ્યા? ત્યારે શું આપ મને ચાહતા નથી મા? તેમ હશે તો હું ખરેખર જ રડીશ. મેં તો આપને

પ્રથમથી જ કહ્યું છે, કે, હું ઘણો રડકણો બાલક છું; રડી રડીને આપને પજવીશ. મા, મને રડાવશો નહિ. જો આપ મને આવી રીતે બ્રાહ્મણ સજાવશો તો પછી મારાથી નિર્ભયપણે આપના ખોળામાં બેસીને તો દૂધ પી શકાશે નહિ; કારણ કે તેવે સમયે "હું બ્રાહ્મણ," "હું બ્રાહ્મણ,' એવું મનમાં થશે. માટે આપની પાસે નિવેદન એ જ કે મા, મને જાતિ નથી, હવે પછી મને બ્રાહ્મણ બનાવશો નહિ. હું તો મા, ચંડાલથી પણ અધમ છું. કોઇ પણ સ્થળે પેટ ન ભરાયાથી આજ આપની પાસે આવ્યો છું. ગોપાલની મા પાસે તો પુષ્કળ દૂધ ખૂબ પેટ ભરીને પીવા મળશે, એ આશામાં તો આજ આપની પાસે આવ્યો છું. જો જો, મા, નિરાશ ન કરતા. અત્યંત ભૂખ લાગી છે, મા! જે વ્યક્તિ પગે અનેક ભારે જણસો બાંધી નાચી શકે તે જ તો સારૂં નાચી જાણે છે. જે મા રડકણા બાલકને ઉછેરી શકે તે જ તો સારી માતા કહેવાય. આપ ગોપાલનાં મા છો એમ જાણીને તો હું આપની પાસે આવ્યો છું. માટે પ્રાર્થના એ જ કે નિરાશ કરી મને કાઢી મેલતા નહિ. હું જેમ આપને "મા, મા" કહેતો આવ્યો છું તેમ આપ પણ મને "પુત્ર" કહીને ખોળામાં ઉંચકી લઇ લ્યોને મા! આપને "મા, મા," કહેતાં પ્રાણને અત્યંત શાંતિ મળે છે ત્યારે જ તો આટલી બધીવાર "મા, મા," કહીને પજવું છું, મનમાં કાંઇ લાવશો નહિ અને બાલકને અપરાધી કરશો નહિ. મા! ગર્ભમાં ધારણ કર્યા

વગર શું પુત્રપ્રાપ્તિ નથી થતી? યશોદાએ તો કૃષ્ણને ગર્ભમાં ધારણ કર્યા નહોતા તો પછી એઓ માતા શી રીતે થયાં? માટે કહું છું, કે, મા, આપ મને આપના પેટના દીકરા તુલ્ય ગણી મારા ઉપર સ્નેહ રાખજો. મા, હું ઘણો અધમ છું માટે જ મને લાગે છે, કે, આપે આપને પોતાને વિષે "તમારી અધમ મા" એમ પત્રમાં લખ્યું છે. બરાબર છે મા, અધમની મા તે વળી સારી ક્યાંથી હોય? મારે તો આ અધમ માતા જ સારી. માટે કહું છું કે, મા, મારી પાસે અધમનો સાજ કરતા નહિ. લોકની આગળ ભલે અધમનો સાજ કરજો, પરંતુ મારી આગળ તો મા, આપ રાજરાજેશ્વરી જ છો. વિજયાદશમીના પ્રણામ કરવા કરતાં આપે મને જો ખોળે લઈ મુખચુંબન કર્યું હોત તો કેટલું શોભત મા!

મા, મારા જેવો ભાગ્યશાલી કોણ છે? જે દિશામાં જોઉં છું તે દિશામાં આપની સ્નેહમયી મૂર્તિ જ નજરે પડે છે. તે જ ઉજ્જ્વલ શ્યામવર્ણ, તે જ મધ્યમ આકૃતિ, તે જ મૃદુ–સ્નેહપૂર્ણ દીર્ઘ નયન સદાએ મારા નયનપથમાં આવી મને મહા આનંદ આપે છે. મા! આજ બે દિવસ ઉપર જ આપના ખોળામાં બેસી આપના વાળની નાની નાની લટો હાથમાં લઇ હું કેટલું રમ્યો હતો! આપના વાળની લટો મારા મુખ ઉપર પડતી હતી અને તે હું હાથમાં લઇ હસી હસી રમતો હતો, તે જે કાંઈ આનંદ તે તો જેણે ચાખ્યો હોય તે જ જાણે. મા, આપના શ્યામ

નેત્રો જોઇ કોઇ કોઇવાર મને ભય લાગતો તો વળી કોઇવાર હિંમત પકડી હસી પણ પડતો. મા, આપના નેત્રોમાં તે કોણ જાણે શું છે! હવે તો હું આપનો ભારે લાડકો પુત્ર થઇ પડ્યો છું. મા, ખરેખર મને જાતિ નથી, ગૌરાંગ મારી જાતિ ખાઇ ગયા છે. મને જાતિ નથી, કુલ નથી, શીલ નથી, લાજ નથી, ભય નથી, કશુંએ નથી. હું તો એક પૂરેપૂરો પાગલ છું! કલકત્તામાં જ્યારે હું રહેતો હતો ત્યારે પણ આવો જ હતો. કોઇ કોઇવાર કૉલેજ બંધ થઇ ગયા પછી અને બધા ચાલ્યા ગયા પછી હું જાણે ઉંઘતો હોઉં તેમ બેસી રહેતો હતો. સિપાઇ દરવાજા બંધ કરવા સમયે મને કહેતો કે "બાબુ, તમે હજી અહિં કેમ બેસી રહ્યા છો?" ત્યારે જાણે, કે, ઉંઘમાંથી જાગ્યો હોઉં તેમ લજ્જિત થઇને હું ચાલી જતો. મા, મેં તો મારૂં સર્વસ્વ ગુમાવ્યું છે. આશીર્વાદ કરો, કે હવે જે જે કાંઇ બાકી રહ્યું છે તે પણ ચાલ્યું જાય. આ સંસારમાં શો ખેલ ખેલવવા માટે તે લીલામય કૃષ્ણે આ અધમને આણ્યો છે તે તો તે જ જાણે. તેમનો નિયમ છોડીને ચાલવાની મારી શક્તિ નથી. મા, એક એક પુત્રને માટે એક એક મા આપેલી હોય છે, પરંતુ મા! મને શા વાસ્તે અનંત માતાઓ? ત્યારે શું હું ઘણો તોફાની છોકરો છું? તેથી શું મને આટલી બધી માતાઓના હાથમાં સોંપ્યો છે? હું શું જાણું તેમની શી ઇચ્છા છે? તેમની ઇચ્છા તો તેઓ જ જાણે. તો પણ એટલું માત્ર તો મનને

લાગે છે, કે, તે દયામય મારી ઉપર અત્યંત દયા કરે છે અને કરશે. મા, આપે મને કણ્વમુનિનો પાયસ ખાવાની મના કરી છે પણ મા, ત્યારે મારે શું કરવું? મા યશોદા પણ કોઇ પ્રકારની કસુર તો કરતાં નહિ. એટલે સુધી કે તેઓ વૃંદાવન છોડીને ગોકુલ પણ ગયાં, તે છતાં તેઓ કૃષ્ણને રાખી શક્યાં નહિ. ઘરમાં પૂરી રાખતાં પણ તેમને રાખી શકયાં નહિ. આવા તે તોફાની હતા છતાં પણ મા, યશોદાએ તો તેમના ઉપર ક્રોધ કર્યો નહતો. માટે કહું છું, કે, મા, મારાથી જો કોઈ પ્રકારનો અન્યાય થાય તો આપ ક્રોધ કરશો નહિ. માના પ્રેમમાં રહી ચિરજીવન સુખમાં ગાળું એ જ માત્ર પ્રાર્થના અને આશા છે.

હું મા! જેઓ કૃષ્ણને ચાહે છે તેઓ શું પાપ પુણ્યથી ડરે છે? તેઓને વળી પાપ પુણ્ય લાગે કયાંથી? કૃષ્ણના રાજ્યમાં પાપ પુણ્ય છે જ નહિ. તે તો વૃંદાવન–નિત્યાનંદનું ધામ. ત્યાં પાપ પુણ્ય જઇ શકતાં નથી. ત્યારે શું કામ મા, આપ વારંવાર લખો છો કે "મને પાપ લાગશે, મને પાપ લાગશે?" છટ, છટ, મા, આ ભ્રાંતને વધારે ભૂલાવી દેતા નહિ. મા, આશીર્વાદ કરો કે પાપ પુણ્યનો વિચાર અમોને ન થાય, અમો કૃષ્ણ–કૃપાથી એ બેઉથી અતીત રહી શકીએ. પાપ પુણ્ય જેઓને માટે છે તેઓ ભલે તેનો વિચાર કરે, અમોને એ બધાની શી જરૂર છે, મા? કશી ચિંતા કરતા નહિ. પાપ જેવું કશું છે જ નહિ. અરે મા! આપની છાયા જેટલે દૂર સુધી

પહોંચે છે તેટલે દૂર સુધી સર્વ પરમ પવિત્ર થઈ જાય છે, પાપ દૂર પલાયન કરી જાય છે. કશો ભય નથી, મા.

મા, આપે *ક્રોધ વિષે લખ્યું છે તો તેને માટે આપ ચિંતા કરશો નહિ. આ ક્રોધી છોકરાના હાથમાં આવ્યા પછી આપને પણ અનેકવાર ગુસ્સે થવાના પ્રસંગો આવશે. "રાગ" એ જ તો મા, પ્રેમની સરાણ છે. જેમ તલવાર વગેરેની ધાર બુઠ્ઠી થયેથી તેને સરાણ પર ચઢાવવી પડે છે તેમજ મા, "રાગ" પ્રેમની સરાણ છે. એકવાર "રાગ" થયા પછી કોઈપણ પ્રકારે તે છુપાવી શકાતો નથી. ચક્ષુ, મુખ, નાક, ઈત્યાદિમાં તે પ્રકટ થાય છે. આનું નામ જ મા, "મૃગમદ." કપડામાં ઢાંક્યાથી શું મૃગમદની ગંધ કદી અટકાવી શકાય? એ જ પ્રમાણે મા, જીવ જ્યારે "રાગ"માં મત્ત થઇ જાય છે ત્યારે તે પોતે પોતાને છુપાવવાનો પ્રયત્ન કરતાં છતાં પણ પ્રકટ થઇ જાય છે. મા, આપ લોકો તો "રાગ"થી ભરપૂર છો. આપ લોકોની પાસે રહીને હું આપ લોકોને પાર્થિવ "રાગ" આપીને આપ લોકોના તે અપાર્થિવ "રાગ"નું જ્ઞાન મેળવીશ. પુત્ર મૂર્ખ હોય તોપણ મા તેને મારવા ચાહતી નથી; પરંતુ મા, મારા શિક્ષકો તો મારી દાદીમાઓ છે. તેઓ તો આપની પેઠે દયા કરશે નહિ; નહિ શીખું તો

---

*મૂલ બંગાલીમાં "રાગ" શબ્દ છે જેના ક્રોધ અને અનુરાગ એવા બે અર્થો થાય છે. આ અર્થદ્વયને લઈને જ શ્રીઠાકુરજીએ આવું સૂચક લખાણ કર્યું છે.

મારશે. તેઓના ભયથી વખતે હું "રાગ" શીખી શકીશ અને "રાગ" મૂકી પણ શકીશ. તેઓને, આ સંબંધે સારી રીતે કહી રાખજો અને કહેજો, કે આ પાઠશાળાનો સઘળો સરંજામ તૈયાર રાખે.

આપનો લાડકો પુત્ર

ઈર

## પત્રાંક ૩૯

**મારાં પરમ સ્નેહમયી મા !**

આપનો સ્નેહથી પરિપૂર્ણ પત્ર મળ્યો. મા, ભાગ્યહીન માણસના ભાગ્યનો ગુણ એવો હોય છે, કે, જ્યારે તેને પાણીની ઘણી જરૂર હોય ત્યારે સમુદ્ર પણ સુકાઈ જાય છે. મને આજ તેવુંજ થયું છે. આપે દયા કરીને અને જતન કરીને શ્રીવૃંદાવનની રજ મોકલી ખરી પણ મારા દુર્દૈવે કરીને તે સુકાઈ જઇ ઉડી ગઇ છે. ગમે તેમ હોય, મા, પણ આપના પત્રને માથે અને મુખે અડકાડી હું પરમ પવિત્ર બન્યો છું. મા, આપ આજકાલ કુશલ છો જાણી મને જે સુખ મળ્યું છે તે તો તે અંતર્યામી જ જાણે છે. મા, આપના હુકમ પ્રમાણે રજ–રાણીએ બરફ઼ ઓગળાવી રસ્તો ખુલ્લો કર્યો છે. અગીઆર બાર દિવસ સુધી ટપાલ તદ્દન બંધ હતી; બરફ઼થી સઘળા રસ્તાઓ એકીવારે બંધ થઇ ગયા હતા. પરંતુ આપનો પત્ર આવતાંજ રસ્તો ખુલ્લો થઈ ગયો. આપના પત્રને રસ્તામાં એક દિવસનો પણ વિલંબ થયો નથી. બીજા સર્વે પત્રો પણ મને આપના પત્રની સાથે જ મળ્યા છે. કોઇને બાર દિવસનો, તો કોઇને દશ દિવસનો એ પ્રમાણે બધાને વિલંબ થયો છે. મા, ધન્ય છે

# પાગલ હરનાથ

વજરજની શક્તિને અને ધન્ય છે મા, આપના સ્નેહના પ્રભાવને! હનુમાનની માએ પર્વતનો ભેદ કરીને હનુમાનને સ્તનપાન કરાવ્યું હતું અને આપે તો મા, આ પર્વતની પરંપરા અને બરફરાશિનો ભેદ કરીને વાનર જેવા આ પુત્રને સ્તનપાન કરાવ્યું. મા, હું ધન્ય થયો છું. આ હતભાગ્ય ઉપર આવી જ દયા ચિરદિનને માટે રાખજો.

આપનો લાડકો પુત્ર

હર

*પત્રાંક ૪૦

**મારા પ્રિય ચિરંજીલાલજી સાહેબ !**

તમારો પત્ર વાંચી મને જે આનંદ થયો છે તેના એક અંશ માત્રનું પણ વર્ણન કરવું તે મારી શકિતની બહાર છે. તમારી સુધારણા સત્વર થતી જાય છે જાણીને ઘણો હર્ષ થાયછે. આ પ્રમાણે આગળ વધતા રહેજો અને તમે તૃપ્ત થશો. માતા ઉપર પ્રેમ રાખતાં શીખજો. એ એકલા વડે જ તમને શાશ્વત કલ્યાણ મળશે અને સંતાની પરમ મધુર સંગતિ પ્રાપ્ત થશે. માતાઓ આપણા જેવી મર્ત્ય છે એમ સમજતા નહિ. તેઓ મનુષ્યદેહધારી દેવતાઓ છે. આખું જગત્ માતાનું મહારાજ્ય છે. પ્રાણીમાત્રની તે એકલી માલિક છે. માતાઓ પ્રચ્છન્નવેશે દેવતાઓ છે. હાલમાં તમારાં માતુશ્રી તમારી ઉપર પ્રસન્ન છે એમ જણાયછે અને તમારામાં જલદીથી અને યોગ્યકાલે થયેલી આ સુધારણા તે તેનુંજ પરિણામ છે. તમારાં માતુશ્રીને અને તમારાં પ્રિયપત્નીને મારા યથાયોગ્ય કહેજો અને મારા પ્રતિ કૃપાયુક્ત રહેવા તેઓને કહેજો. તેઓજ મારી એકમાત્ર આશા અને મુખ્ય સહાયતા છે. તેઓની ખાસ કાળજી

---

*મૂલ પત્ર શ્રીઠાકુરજીએ અંગ્રેજી ભાષામાં લખ્યો છે.

વિના જગતમા હું કાંઇ ચીજ નથી. વળી હાલમાં તમારાં પત્ની પણ તમારા પતિ સાનુકુલ હોય એમ જણાય છે. તેને સદાએ આનંદિત રાખવા પ્રયત્ન કરજો. પ્રિય, આજે તમને હું કાંઇક વિશેષ કહેવા માંગું છું; હું આશા રાખું છું, કે, તે તમને રૂચશે. પ્રિય, તમારે સ્મરણમાં રાખવું જોઇએ, કે, મનુષ્ય ભૌતિક તેમજ આધ્યાત્મિક આહાર ઉપર જીવેછે. અંતરાત્માના પોષણ માટે આધ્યાત્મિક આહારની જરૂર છે અને ભૌતિક દેહની પુષ્ટિ માટે ભૌતિક આહારની જરૂર છે. હાલમાં તમને તમારા માલેકો પાસેથી ભૌતિક અન્ન મળેછે માટે શરીર અને બુદ્ધિથી તેમની સેવા કરજો; પરંતુ તમારા આત્માને તો શ્રીકૃષ્ણપ્રભુની સેવામાં નિયુક્ત કરજો, કારણ કે તેનાજ થકી સર્વ આધ્યાત્મિક શક્તિ અને સહાયતા મળેછે. આત્માથી આત્માની સેવા કરજો અને ભૌતિકથી ભૌતિકની સેવા કરજો. જો ભૌતિકની સેવામાં આત્માને પણ પરોવશો તો થોડા સમયમાં તમો જોશો કે તમારો આત્મા જડ જેવો થઇ જશે. ભૌતિક પદાર્થના સંબંધમાં પણ તેવું જ છે. ભૌતિક પણ આત્માના સંસર્ગમાં હમેશાં રાખ્યાથી શુદ્ધ થઇ આત્મામાં બદલાઇ જશે. માત્ર આ જ કારણથી શાસ્ત્રો આપણને કાયા, વાચા અને મનથી પ્રભુની સેવા કરવાનું શીખવેછે. જેમને ભૌતિક સહાયતા જોઇએ તેમને ભૌતિક દ્રવ્યથી મદદ કરજો, જેમકે ભૂખ્યાંને અન્ન, ઉઘાડાંને વસ્ત્ર અને

નિર્ધનને ધન. પરંતુ પતિતોને આધ્યાત્મિક સાહાય્ય આપજો, એટલે કે તેઓના હિતનું ચિંતન કરજો, તેમને સહાય કરવા શ્રીકૃષ્ણને વિનંતી કરજો અને શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરવાના અને તે વિશ્વના સ્વામી ઉપર પ્રેમ રાખવાના માર્ગ શીખવવાનો પ્રયત્ન કરજો. પતિતોને ઐહિક સહાયતાથી કાંઇ લાભ થશે નહિ. તેઓના અવગતિ પામેલા આત્માની પુષ્ટિ માટે આધ્યાત્મિક આહારની જરૂર છે. કૃષ્ણથી બીજે નંબરે સર્વ આધ્યાત્મિક શક્તિઓનો અને સહાયતાનો અખૂટ ઝરો માતા છે. જ્યારે પણ તમને આ આધ્યાત્મિક શક્તિઓની જરૂર પડે ત્યારે તે માતા પાસેથી માગી લેજો. માને સંતુષ્ટ રાખજો એટલે તે તમને જે સઘળું જોશે તે આપશે. માતા પછી પત્નીનું સ્થાન છે એમ સમજજો. તે પણ તમને હરેક પ્રકારે મદદ કરવા ચૂકશે નહિ.

અત્યંત મધુર અને શક્તિમાન્ એવું શ્રીકૃષ્ણનું નામ કદી વિસરતા નહિ. સ્વપ્નમાં પણ તે નામ જપવા પ્રયત્ન કરજો. નામજપથી જ તમે મુક્તિ પામી શકશો. જ્યારે પણ અવકાશ મળે ત્યારે શ્રીકૃષ્ણની લીલા સંબંધી પુસ્તકો વાંચજો. કદી પણ તમારો વખત નકામો ગુમાવતા નહિ. દિવસ એકવાર ગયો તે ગયો જ; જગતનું ગમે તેટલું ધન ખર્ચતાં પણ તે પાછો મેળવી શકાતો નથી. ગરીબોને સહાય કરવાને હમેશાં પ્રયત્ન કરજો.

દ્રવ્યની મદદ ન આપી શકાય તો મધુર વચનથી પણ તેઓને સંતુષ્ટ કરવા ચૂકતા નહિ. પાપીઓને ધિક્કારતા નહિ, તેમના પ્રતિ દયા લાવજો અને શાશ્વત સુખનો માર્ગ બતાવવાનો પ્રયત્ન કરજો. સાધુઓને ઉપયોગી થવાનો હમેશાં પ્રયત્ન કરતા રહેજો. તેમનાં શીલ અને વર્તન વિષે વિચાર કરતા નહિ. તેમનાં દુઃખ ઓછાં કરવા ખરા દિલથી પ્રયત્ન કરજો. એટલું યાદ રાખજો, કે રાજા અને પ્રજાની બરાબર મધ્યસ્થાને પોલીસ છે. તેથી કરીને પોલીસ પ્રજા ઉપર વાજબી અથવા ગેર-વાજબી રીતે સત્તા ચલાવી શકે તેમ છે. જાણતાં અજાણતાં આ ગરીબ પ્રજા ઉપર જુલમ કરવાનો પ્રયત્ન કરતા નહિ. એટલું હમેશાં યાદ રાખજો, કે, આ જગતની કોઇપણ વસ્તુ અક્ષય નથી અને અહિં કરેલાં કર્મોનો અંત અહિંજ આવતો નથી. પરંતુ સારાં અગર માઠાં કર્મોનાં પરિણામ તેના કર્તાની પાછળ પાછળ સર્વત્ર જાય છે અને તેના સુખદુઃખનું કારણ થઈ પડે છે. બોલતાં અને આચરતાં પહેલાં તમારાં શબ્દો અને કૃત્યોનો પાકો તોલ કરી જોજો; તમારા મુખમાંથી કદી પણ નિષ્ઠુર શબ્દ બહાર નીકળવા દેતા નહિ અને તમારે હાથે કદી પણ ભૂંડું અને ક્રૂર કાર્ય થવા દેતા નહિ. એમ કર્યાથીજ અનંત સુખ તમારી સાથે નિત્ય સહચર થઈ રહેશે. પુનઃ વિનંતી કરૂં છું, કે, શ્રીકૃષ્ણ અને તેમનું મધુર નામ ભૂલતા નહિ.

H A R A N A T H
A lways Pray To HIM...A
R emember HIM............R
A lways Think Of HIM...A
N ever Forsake HIM......N
A lways Love HIM.......A
T ake HIS NAME.........T
H A R A N A T H

Regd.

"પાગલ હરનાથ

અર્થાત્

શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી"ના

પ્રથમ ખંડમાંના

## પત્રોની સૂચી

## પત્રોની સૂચી (ચાલુ)

## "ધી હરનાથ સોસાયટી"ના થોડાક મુખ્ય આશયો:-

(૧) શ્રીઠાકુર શ્રીહરનાથજીના વિશ્વપ્રેમના સિદ્ધાંતનો જનસમાજમાં પ્રચાર કરવો.

(૨) સદાવ્રત, આશ્રમ, *દવાખાનું, ગૌરક્ષા સંસ્થા, વગેરે અન્ય ધાર્મિક તથા સાર્વજનિક સંસ્થાઓ સ્થાપવી.

(૩) દુષ્કાળ, રેલ, ભૂકંપ, રોગચાળા તથા આકસ્મિક આવી પડેલા દુ:ખના પ્રસંગે સહાય આપવી, અને

(૪) ઉપલા આશયો ફળીભૂત કરવા માટે યોગ્ય પગલાં લેવાં.

***"ધી હરનાથ સોસાયટી" તરફથી ચલાવવામાં આવતી સંસ્થા:-**

**"શ્રીકુસુમહરનાથ બે-આના ડિસ્પેન્સરી"**

"પિતળે બિલ્ડિંગ," સી. પી. ટેન્ક,

વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ.

## બંગાલી

૧. "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી"
(ખંડ ૧–૨ સાથે) ... ... રૂ. ૧–૦–૦

૨. "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી"
(ખંડ ૩) ... ... રૂ. ૧–૦–૦

૩. "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી"
(ખંડ ૪) ... ... રૂ. ૧–૦–૦

૪. "ઉપદેશામૃત" ... ... ... રૂ. ૧–૦–૦

૫. "શ્રીહરનાથ ચરિતામૃત"... ... ... રૂ. ૧–૦–૦

૬. "શ્રીહરનાથ ગીતા" ... ... ... રૂ. ૧–૦–૦

૭. "આમાર દેવતા" ... ... ... રૂ. ૦–૮–૦

## ઉડીયા

૮. "ઉપદેશામૃત" ... ... ... રૂ. ૧–૦–૦

પ્રાપ્તિસ્થાન :–

**"ધી હરનાથ સોસાયટી"**

"કૃષ્ણ કુંજ", રીજ રોડ, મલબાર હીલ,

મુંબઈ.

# ધી હરનાથ સોસાયટીનાં વિનામૂલ્યનાં પ્રકાશનો.

## ગુજરાતી

૧. શ્રીઠાકુર શ્રીહરનાથજી (સંક્ષિપ્ત પરિચય)
૨. શ્રીહરનાથ જન્મોત્સવ (રેડીયો–કથન)
૩. "પ્રકૃતિનાં વિવિધ સ્વરૂપ" (રેડીયો–વાંચન)
૪. "શ્રીહરનાથજી મહારાજનો અપ્રસિદ્ધ પત્ર" (રેડીયો–વાંચન)
૫. પાગલ હરનાથ–સોનામુખીના સંત (રેડીયો–કથન)

## English

6. Krishna Prem and Pagal Haranath (A Radio Talk)

## मराठी

७. "श्रीहरनाथ ठाकुर यांचे अपूर्व पत्र" (रेडीयो–वांचन)

## ગુજરાતી

૮. જગજ્જનની શ્રીકુસુમકુમારી દેવી (સંક્ષિપ્ત પરિચય), જેમાં સમાયેલાં છે:–
(૧) શ્રીઠાકુરાણી શ્રીકુસુમકુમારી દેવી (આલેખન)
(૨) દયાળુ મા ! – હૃદયોદ્‌ગાર (પ્રવચન)
(૩) જગત્તારિણી શ્રીકુસુમકુમારી દેવી (રેડીયો–કથન)

૯. ગોપીપ્રેમ અને શ્રીકુસુમહરનાથ (રેડીયો કથન)

૧૦. શ્રીપાગલ હરનાથ–એક નારીહૃદયના ઉદ્‌ગારો (રેડીયો–કથન)

૧૧. પ્રેમ–ભક્તિ અને શ્રીહરનાથજી (રેડીયો–કથન)

"ભાઈ રે! ગોપગણને જ્વાળા-
માંથી છોડાવવા માટે જે પ્રેમમય
કૃષ્ણે દાવાનળનું પાન કર્યું હતું
તે કૃષ્ણનું શરણ લેવું જોઈએ.
ભાઈ, એક એક કરતાં દિવસો
ચાલ્યા ગયા, કોણ જાણે હવે આ
રીને કેટલા દિવસ બાકી રહ્યા છે!
એ શરણ લઈ શકાય તો હજુ
ઘણો સમય છે."

